ડીટેકટીવ વોલ્યુમ નં. ૨

# ભેદક ખૂન.

( મેસ્મેરીઝમનો મહાન્ ઉપયોગ )


પ્રયોજક—શંકરલાલ નાથજીભાઇ શુકલ.

માતર નિવાસી.



પ્રકાશક.

શંકરલાલ નાથજીભાઇ શુકલ.

ડીટેક્ટીવ ' અમરસિંહ ” વિગેરેના કર્ત્તા.

માતર.

સોલ એજન્ટ.

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૨. સન ૧૯૧૬.

અમદાવાદ—શાહપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ દલપતરામે પોતાના “ ગ્રન્થોદય ” પ્રેસમાં છાપી.

કિંમત રૂ. ૧-૦-૦

# અર્પણ પત્રિકા.

પરમ સ્નેહાસ્પદ સદ્દગુણ સમ્પન્ન

**સુહૃદ્ય મલેક સુલતાનખાન મલેક હાસમખાન**

લશ્કરી.

**પોલિસ સબ-ઇન્સપેકટર સાહેબ.**

ઠાસરા.

આપ મુસલમાનભાઇ હોઇ ઘણા દયાળુ, ઉદાર અને નિર્મળ અંતઃકરણવાળા તથા પ્રભુને વિષે નિશ્ચલ ભક્તિવાળા છો; પરોપકાર બુદ્ધિથી હમેશાં વિદ્વાન અને ગુણીજનોને આશ્રય આપવામાં પોતાની મહત્તા સમજતા છો, કવિ કોવિદોની કદર કરી તેમનાં મન સંતોષો છો, વસુધામાં આવી મનુષ્ય જીવન સાર્થક્યતાનાં સાધનોને સંપૂર્ણપણે સમજોછો, વિગેરે આપના મહત્ ગુણોથી આકર્ષાઇ, તેમજ આપે આ પુસ્તક પ્રગટ કરવામાં આપેલી અમૂલ્ય સહાયતાને અનુસરી આ લઘુ પોલીસને અતિશય ઉપયોગી ડીટેકટીવપણાથી ભરેલો "**ભેદક ખૂન**" નામનો ગ્રંથ આપને પ્રિતિ અને આદર સહિત અર્પણ કરૂં છું તે સ્વિકારી આભારી કરશો. "સુજ્ઞેષુ કિં બહુના."

મુ. ઠાસરા જીલ્લે ખેડા.
પ્રાણનિવાસ.
તા. ૧-૨-૧૬

આપનો સ્નેહાસ્પદ
**શંકરલાલ નાથજીભાઇ શુકલ.**
માતર નિવાસી.

# મનહર.

મન થકી મો'ટા તે'ના, મો'ટા જનો જગમાંહી, મહત્ ગણીને કદી મહી ગુણ ગાય શું ?
લેશ લાભ હાની કેરી તૂલના ન મળે કાંઇ, લેવા ચાહે લક્ષલાભ કહો તે લેવાય શું ?
ક્રુર થકી કર્યું ન સુકર્મ કદી કહો તેનો, કરીમ કરીમ કહ્યે મોક્ષ કદી થાય શું ?
સુભ ગણનાની જેને લેશ ના સમજ ઉર, હામ ધારે કાજી થવા કાજી એ કહેવાય શું ?
લક્ષ નહિ લેશ જેનું સદ્ગુણ માહી રહ્યું, સદ્ગુણશાળી મિથ્યા બોલે કો'કે'વાય શું ?
તાર ન લગાવ્યો કદી કિરતાર કેરી સાથ, મદ કરી મોહી બની મોક્ષે કો'જવાય શું ?
નથી દીધાં દાન માન, ગુણીજન ગરીબોને, ખાલી બકવાદી કદી ગુણીમાં ગણાય શું ?
ખાલી હામ ડોળ ધારું ભીડે મહિ મંડળમાં, નરક અવાસ વિણ બીજે કંઇ જવાય શું ?
શંકર સુધાનું પાન મળે નહિ શેતાનને, પાણમસ્ત વિના બીજા કોઇને અપાય શું ?
સાહિત્ય વિલાસી, જ્ઞાની, ગુણવાન ગૃ'સ્થવિના, કલમ કોવિદ નર કોઇથી થવાય શું ?



# ધ્રૂપદ (ચોતાલ.)

## મનહર.

મદન દાહક કોણ, ઉમાપતિ ભૂપ જાણ, મખપતિ સ્વાહાધિશ અંતરમાં જાણીયે;
લેટનાર શેષપર, તે તું જાણ ધરણિધર, લેખકોની દેવિ કોણ સરસ્વતિ નાણીયે.
કુમળનો સુત કોણ, અજ ચાર મુખી જાણ, કદ છોટું કોણે ધર્યું વામન પ્રણામીયે;
સુરજના પુત્ર, વિર અર્જુનને કર્ણ સમ, હાક વિર કોની કહો, હનૂરો વખાણીયે.
લક્ષ્મણજી ભ્રાત તાત રામ દશરથ ગાત, સમુદ્ર પિનાર રૂષિ અગસ્ત પિછાણીયે;
તાલ વિણાધારી કોણ શારદ નારદ રૂષિ, મર્સદીયો ચંડ કોણે આરાસુર રાણીયે.
નદિયોમાં પૂનિત ભાગીરથી સિંધુ કાવેરી, ખાનપાન ધન સુત દ્યો આશિષ વાણીયે;
ગુપ્ત નામ પ્રશ્નોત્તર યોજ આ સુકાવ્ય કહું, પ્રાણ મસ્ત છે વિખ્યાત જગતમાં કાંણીયે.





# સ્નેહ સમર્પણ.

સોરઠા.

અહોનિશ આઠે જામ, સતત્ સ્નેહ વરસાવતા;
યાચકના વિશ્રામ, ભૂષણ કાવ્ય શિરોમણી. ૧
નિર્મળ યશ ગંભીર, બુદ્ધિસાગર ગુણનિધી;
વચન સુધા સમ વિર, કોવિદ કાવ્ય કલાનિધી. ૨
"મસ્તપ્રાણ" ગુણ ખાણ, "જાદવ" સૂત નાગર સુભગ;
રંજે અવિચળ નાંમ, પ્રેમ પયોધિ પ્રવિણ જગ. ૩
"નટપુર" વાસી વિદ્વાન, નાગર કુળ શિરોમણી;
"શંકર"ના પ્રિય 'પ્રાણ' વધજો "ત્રિભુવન" ખ્યાતિ ઘણી. ૪

આપનો સ્નેહાધિન મિત્ર.

શંકર.



# પ્રસ્તાવના.



વાંચનનો શોખ દિનપ્રતિ વધતો જવાથી ગૂર્જર ભાષાના વિદ્વાનો તરફથી નવાં નવાં નોવેલો લખાય છે, અને તેનો જનસમાજ યોગ્યતાનુંસાર સાદર કરે છે, તથાપિ જેટલું સાહિત્ય ગૂર્જરગિરામાં જોઇએ તેટલું અવલોકાતું નથી.

આજ કાલ બંગાલી ભાષામાં અનેક પુસ્તકો સાહિત્યના સાધન તરીકે પ્રખ્યાતિ પામેલાં છે, જેમાંનાં કેટલાંકનાં ગૂર્જર સાહિત્યના શોખિન અને તેમાં વૃદ્ધિ કરવા ઇચ્છનાર વિદ્વાન લેખકોએ રૂપાન્તર કરી ગૂર્જર પ્રજા સન્મુખ મૂકેલાં છે, જો કે તેવાં પુસ્તકો બંગાલી પુસ્તકોનું અક્ષરસઃ રૂપાંતર હોય છે, તથાપિ ભાષા ફેર થવાની સાથે મૂળ પુસ્તકના નામને પણ ફેરવી નાખવાના પ્રયત્નો કરાય છે. આ રીત અમને અયોગ્ય લાગવાથી આ પુસ્તકના અસલ નામને નહિ ફેરવતાં બંગાલી ભાષામાંના તેના નામને અમે કાયમ રાખ્યું છે.

પ્રસ્તુત પુસ્તકમાં દુનિયામાં મિત્ર નામની કેટલી મહત્તા છે, અગર મિત્રનું કાર્ય, તથા ફરજ કેવી દુર્ઘટ હોય છે, તે બતાવતાં સ્વાર્થી અને સ્વહીત સાધક મિત્રો કેવાં નિચ કર્મો કરે છે, તેનું આબેહુબ પ્રતિબિમ્બ પ્રગટ કરવામાં આવ્યું છે તેમજ "મેસ્મેરિઝમ" વિદ્યાનો સદૂપયોગ કરવાને બદલે સ્વાર્થ સાધુ પુરૂષો તેનો દૂરપયોગ કરી કેાાં અધમ કૃત્યો કરે છે, તે પણ દર્શાવવામાં આવેલું છે.

આ નવલ નોવલ વાર્ત્તાના શોખીનોને આનંદ સાથે જ્ઞાન આપવામાં બહુજ ફલદાયક નિવડો એજ અમારી અભિલાષા છે! "કિંબહુના?"

દાસરા—પ્રાણ નિવાસ. }
તા. ૧—૨—૧૬ } પ્રયોજક.

# અનુક્રમણિકા.



તૈયાર છે. તૈયાર છે.

એક સંસારિક નવલ કથા.

# રતિ સુંદરી.

લેખક—સાક્ષર મણિલાલ છબારામ ભટ્ટ.

ઘણાજ સુધારા વધારા સાથેની

સચિત્ર ! ( આવૃત્તિ બીજી. ) સચિત્ર !

પાકા સોનેરી પુંઠાનું સફાઇદાર છાપ અને સુંદર કાગળ સાથે કીંમત રૂ ૧-૮-૦ પોષ્ટેજ જુદું.

તાકીદે મંગાવો. એક રસિક નોવેલ. તાકીદે મંગાવો.

# કુસુમ-લતા.

કડવા મીઠા અનુભવની કહાણી.

કીંમત. રૂ. ૧-૦-૦

## વાંચવા લાયક નોવેલો.

| | |
|---|---|
| રતિ—સુંદરી. | ૧—૮—૦ |
| ગુર્જરી—મુમ્બઇની શેઠાણી. | ૧—૪—૦ |
| મિલન—મંદિર. | ૧—૪—૦ |
| કુંદન અને કુસુમ ભાગ ૧ લો. | ૦-૧૨-૦ |
| કુંદન અને કુસુમ ભાગ ૨ જો. | ૦-૧૨-૦ |
| કુંદન અને કુસુમ ભાગ ૩ જો. | ૦-૧૨-૦ |
| કુંદન અને કુસુમ ભાગ ૪ થો. | ૦-૧૨-૦ |
| કુંદન અને કુસુમ ભાગ ૫ મો. | ૦-૧૨-૦ |
| પદ્મલતા યાને કંટકમાં ગુલાબ. | ૧—૪—૦ |
| તરૂણતપસ્વિની. | ૧—૮—૦ |
| કુમુદકુમારી | ૧—૮—૦ |
| કુસુમ લતા (એક રસિક નોવેલ) | ૧—૦—૦ |
| સુગુણ સવિતા. ” | ૦—૮—૦ |
| વિશ્વજીત ઉર્ફે વિશ્વાસઘાત. | ૦—૮—૦ |
| વિશ્વપ્રભા. | ૦—૮—૦ |
| શશિમાળા. | ૦—૮—૦ |

આ સિવાય અમારી તથા મુમ્બાઇની છાપેલી ઘણી જાતની નોવેલો અમારી દુકાનેથી કીફાયત ભાવેથી મળશે.

મળવાનું ઠેકાણું

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર**

પાનકોર નાકા—અમદાવાદ.

# ભેદક ખૂન.

## પ્રકરણ ૧ લું.

### આત્મઘાત કે ખૂન ?

" કોણુ રાજીવલોચન આવ્યો ? "

" હાજી. '

" આટલી બધી મોડી રાત્રી સુધી ક્યાં ગયો હતો ? "

" પશ્ચિમ દિશા તરફના દરવાજા આગળ કોઈ બે યુવાનો આવેલા હતા, સહેજ બાબતમાં તેમની સાથે તકરાર થઈ પડવાથી બહુ વખત થઇ ગયો તેથી આટલું બધું મોડું થયું છે. "

" બહુ વખત થયાં હું તમારી રાહ જોયા કરતો હતો. "

" કેમ, શું કામ હતું ? "

" સૂતો છું, પરંતુ બીલકુલ ઉંઘ આવતી નથી. મનમાં અનેક તર્કવિતર્ક અને ચિંતા થયા કરે છે. ભાઈના સંબંધમાં અનેક નઠારા નઠારા 'વિચારો ઉત્પન્ન થાય છે, માટે ચાલો ! એક વખત જઈ તેમને મળી આવીએ. મળ્યા સિવાય મને ચેન પડશે નહિ. "

" ઠીક ! ત્યારે જઇએ; હું કપડાં બદલીને આવું. "

એ પ્રમાણે કહી રાજીવલોચન પોતાના સૂવાના ઓરડા તરફ ચાલ્યો ગયો.

રાજીવલોચન એક બળવાન અને વિખ્યાત પહેલવાન હતો. તે જયંતિલાલના સોબતી તરીકે હમેશાં તેની સાથેજ રહેતો હતો. જયંતિલાલ પોતે બ્રાહ્મણ જ્ઞાતિમાં ઉત્પન્ન થયેલો હતો. બહુજ સારા વિદ્વાન તરીકે તેની વિજયનગરમાં ગણના થતી હતી. તેનાં માત પિતા તેને બાલ્યાવસ્થામાં મૂકીને પરલોકગમન કરી ગયાં હતાં. ફક્ત એક ઓરમાન ભાઈ સિવાય તેને કોઈપણ બીજું અંગત સંબંધી હતું નહિ.

જયંતિલાલના મ્હોટાભાઈનું નામ રામપ્રસાદ હતું. તેણે પોતે લગ્ન કર્યું નહોતું પોતે જીંદગી પર્યંત અવિવાહીત રહેવાનો જ નિશ્ચય કર્યો હતો. તેની પાસે લગભગ બે લાખ રૂપીયાની સમ્પત્તિ હતી. પિતાની દરિદ્રાવસ્થા હોવાથી તેમના તરફથી કોઈપણ વારસો તેને મળ્યો નહોતો, કિન્તુ તેના મોસાળમાં કોઈપણ વારસ નહિ હોવાથી મોસાળની સઘળી મિલકતનો તે સ્વતંત્ર વારસ બન્યો હતો પોતે પોતાના મોસાળમાં રહેતો હતો. તેણે પોતાના ભાઈ જયંતિલાલને પણ પોતાની પાસેજ એક મકાન જુદું લઈ આપી રાખ્યો હતો. જયંતિલાલ પોતે પોતાના ભાઈ રામપ્રસાદે લઈ આપેલા મકાનની અંદરજ રહેતો હતો.

રાજીવલોચન પણ જયંતિલાલની સાથેજ રહેતો હતો. તેનું સઘળું ખર્ચ પોતે આપતો હતો. તેને કોઈપણ પ્રકારની હરકત પડે તેવો પ્રસંગ કદાપિ પણ તે આવવા દેતો નહોતો.

રામપ્રસાદને મોસાળમાંથી મળેલી સમ્પત્તિની આવકમાં-થીજ રામપ્રસાદ અને જયંતિલાલનાં ખર્ચ બહુજ સારી રીતે નભતાં હતાં. બન્ને ભાઇઓની વચ્ચે કોઇપણ દિવસ કોઇપણ પ્રકારનો પૈસાના સંબંધમાં કલહ થવા પામતો નહિ.

રામપ્રસાદ એક રસાયણ વિદ્યાના પ્રખ્યાત પ્રોફેસર તરીકે લેખાતો હતો ને અનેક પ્રકારનાં વિષો તૈયાર કરવામાંજ પોતાનો સઘળો દિવસ હમેશાં વ્યતિત કરતો હતો. જુદા જુદા દેશોમાં પર્યટન કરી તેણે જુદી જુદી જાતનાં રસાયણીક વિષો બનાવવાની બહુજ સારી માહિતી મેળવી હતી. પોતાનું સઘળું જીવન એ કાર્યમાંજ વ્યતિત કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. તેણે એક મ્હોટો અને વિશાળ રૂમ પોતાના રસાયણિક પ્રયોગોને માટેજ ખાસ નિર્માણ કરેલો હતો અને તેમાંજ તે અનેક પ્રકારનાં નવિન નવિન વિષોનો જથ્થો તૈયાર કરી ભરી મૂકતો હતો. પોતે પણ દિવસનો સઘળો સમય તેજ સ્થળે નિર્ગમન કરતો હતો. ફક્ત ભોજન અને નિદ્રાના વખત સિવાય તે રૂમ-માંથી ભાગ્યેજ બહાર નિકળતો હતો.

પોતાની તે રસાયણિક પ્રયોગશાળાની અંદર તે કોઇને પણ પ્રવેશ કરવાની પરવાનગી આપતો ન હતો. તે પ્રયોગશા-ળાની અંદર પેસવાનાં દ્વાર તેણે તદ્દન લોઢાનાંજ બનાવરાવેલાં હતાં. તેમજ દ્વાર ખુલ્લાં કરવાની યુક્તિ પોતાના સિવાય કોઇના પણ સમજવામાં આવે નહિ, તેવી તેણે ગોઠવણ કરી રાખેલી હતી. એટલે તેના સિવાય તે દ્વાર ખુલ્લાં કરવાની યુક્તિ અન્ય કોઇના જાણવામાં ભાગ્યેજ આવી હોય એમ જણાતું હતું.

જયંતિલાલ શરીરે હૃષ્ટ પુષ્ટ અને બળવાન હતો. તેને જોતાંજ તેના શરિરના બાંધા ઉપરથી તે બલવાન હોવો જોઇએ, એમ સામાન્ય માણુસ પણ જાણી શકતો હતો. તેનું મુખ જોવાથી તે એક ભયાનક માણુસ હશે એમ અનુમાન થઇ શકતું હતું. પરંતુ જ્યારે તેની સાથે પ્રસંગ પડતો ત્યારે તેના સંબંધમાં ઉત્પન્ન થયેલી ભયાનકપણાની કલ્પના તદ્દન નાશ પામતી હતી; અને એક સુશિક્ષીત, મિલનસાર, દયામય, તથા સદ્ગુણશાળી પુરૂષ તરિકે તેની પ્રભા જોનાર મનુષ્યના અંતરમાં પડી રહેતી હતી.

રાજીવલોચન રાત્રીના સમયે પહેરવાનાં સામાન્ય કપડાંની અંદર સજીત થઇને જયંતિલાલના દિવાનખાનામાં આવ્યો. બન્ને મિત્રો એકમેકને મળી જલદીથી દિવાનખાનાની અંદરથી બહાર નિકળ્યા, અને રામપ્રસાદના મકાન તરફ ચાલ્યા.

આજે કાર્તિકમાસની કૃષ્ણ એકાદશીનો દિવસ હતો, આકાશ વાદળોથી ઘેરાયલું હતું, મંદમંદ વૃષ્ટિ થયા કરતી હતી તેવે સમયે બન્ને યુવકો રામપ્રસાદને.મળવાના પૂર્ણ ઉત્સાહમાં હોવાથી સામાન્ય વૃષ્ટિની કાંઇ પણ પરવા નહિ કરતાં લગભગ અર્ધા કલાકની અંદર રામપ્રસાદના વિશાળ બંગલાની સમિપમાં આવી પહોંચ્યા.

મધ્યરાત્રિનો સમય વ્યતિત થઇ ગયો હતો, કોઇપણ મનુષ્ય કે પ્રાણિનો શબ્દ સંભળાતો ન હતો, સઘળે શાન્તિનું સામ્રાજ્ય સ્થાપિત થઇ ગયેલું હતું, ફક્ત વચ્ચે વચ્ચે વર્ષાના સમયમાં ગુંજારવ કરનારાં તમરાંઓનો શબ્દ ક્વચિત્ ક્વચિત્ કર્ણમાં પ્રવેશ: કરી ગુંજારવ કરી શાન્તિનો ભંગ કરતો હતો.

રામપ્રસાદ પોતે એકલોજ પોતાના બંગલાની અંદર રહેતો હતો. નોકર ચાકરને માટે તેણે પોતાના બંગલાની પાસે સ્હામેજ ન્હાનાં ન્હાનાં મકાનો બંધાવેલાં હતાં, તેમાં તેઓ નિવાસ કરતાં હતાં.

જયતિલાલે ભાઇના બંગલામાં આવી અંદર પ્રવેશ કરવાના દ્વારને ધકકો માર્યો. દ્વાર ધકકો લાગતાં તરતજ ખૂલ્લાં થઈ ગયાં. જયતિલાલ દ્વાર ખૂલ્લાં જોઇ બહુજ આશ્ચર્ય પામ્યો. આટલી મોટી રાત્રે શા માટે બારણાં ખૂલ્લાં રાખેલાં હશે? એવો પ્રશ્ન જયતિલાલના મનમાં ઉપસ્થિત થયો

દ્વાર ખૂલ્લાં જોવાથી જયતિલાલના મનમાં પળે પળે વહેમની વૃદ્ધિ થવા લાગી; તરતજ રાજીવલોચન જરા દૂર ઉભેલો હતો તેને જયતિલાલે હાથનો ઈસારો કરી પોતાની પાસે બોલાવ્યો અને તેઓ બન્ને ઉતાવળે પણ ધીમે પગલે ઉપરના માળ ઉપર ચડ્યા. માળ ઉપર તે વખતે રામપ્રસાદના શયનગૃહની અંદર મંદમંદ પ્રકાશ આપનો એક ટેબલ ઉપર રાખવાનો દિવો બળતો હતો.

જયંતિલાલ હીમ્મતવાન અને બળવાન માણસ હોવા છતાં તેની આ વખતે આગળ ચાલવાની હિમ્મત ચાલી નહિ. તેણે રાજીવલોચનને જણાવ્યું "રાજીવ! આજે સમાચાર કાંઈ સારા હોય એમ સમજાતું નથી!"

રાજીવલોચને તેને બોલતો અટકાવીને કહ્યું:—"મને લાગે છે કે મ્હોટાભાઈ હજુ જાગતા હોવા જોઇએ. જુઓ! તેમના સુવાના રૂમમાં હજી દિવો બળે છે!"

જયંતિલાલે દિલગીરી દર્શાવતાં અને દુઃખી થતાં જણાવ્યું. "નહિ, રાજીવ! એમ અનુમાન કરી શકાય તેવું નથી. જો ઉપરની બાજુએ તેમની રસાયણશાળાની અંદર દિવો બળતો જણાતો હોત, તો તેવો વિશ્વાસ રાખવો ઉચીત હતું. તેમ જોવામાં આવ્યું હોત તો તેમના સંબંધમાં કાંઇપણ વહેમ લાવવાનું કારણ ઉપસ્થીત થાત નહિ. કિન્તુ સૂત્રાના ઘરમાં આવેલી મોડી રાત્રે દિવો બળતો જોવામાં આવે છે, તેથી મારા મનમાં પ્રબળ સંદેહ ઉત્પન્ન થયો છે કે સમાચાર સારા નથી. તમે અંદરની બાજુએ જઇ જુઓ પછી ઉપરની બાજુએ જઇને તપાસ કરીશું."

રાજીવલોચને તરતજ આગળ ચાલી સૂવાના ઓરડાની અંદર પ્રવેશ કર્યો. જયંતિલાલ પણ તેની પાછળ પાછળ અંદર ગયો. અંદર જતાં જે દેખાવ તેમની નજરે પડયો તેથી તેઓ બન્નેના મનમાં બહુજ ભિતિ ઉત્પન્ન થઈ. બન્નેની વાક્શક્તિ બંધ થઇ ગઈ. તેઓ બન્ને એક બીજાના સ્હામુ નિર્નિમેષ નયને દૃષ્ટિપાત કરી રહ્યા.

એ ઓરડો બહુ વિશાળ નહોતો, કિન્તુ બહુજ સારી રીતે શણગારવામાં આવેલો હતો. ઓરડાના મધ્ય ભાગમાં એક સુંદર આરસનું વિશાળ ટેબલ ગોઠવવામાં આવેલું હતું, તેના ઉપર ટેબલ લેમ્પની અંદર દીવો બળતો હતો.

બનેલો બનાવ નજરે નિહાળી કેટલીક વખત મૌન્ય રહી આખરે જયંતિલાલે રાજીવલોચનને ઉદ્દેશીને કહ્યું. "જોયું રાવળ? જો આવું ના હોત તો મારા મનમાં વેહેમ આવતજ

ખરો કે ? હવે શું કરવું ? હાય ! ભાઇ મારો ત્યાગ કરીનેજ ચાલ્યા ગયા ? ”

રાજીવલોચને દિર્ઘ નિઃશ્વાસ નાંખતાં જણાવ્યું “ હવે મિથ્યા શોક કરવો ઉચીત નથી. જલદી આ હકીકતથી પોલિસનાં માણસોને વાકેફ કરવાં જોઇએ. મને લાગે છે કે અવશ્ય કોઇએ તેમનું ખૂન કરેલું હોવું જોઇએ ! મારી ધારણા પ્રમાણે તો તેઓ કદાપિ પણ આત્મહત્યા કરેજ નહિ ! ”

જય તિલાલે તેના બોલવા તરફ કાંઈ પણ લક્ષ નહિ આપતાં કહ્યું-“ રાજીવ ! આ બંગલામાં તમારૂં કોઇ પણ અજાણ્યું નથી ! માટે મારૂ માની પ્રથમ રસાયણશાળામાં તમે એક વખત બરાબર તપાસ કરી આવો. મને લાગે છે, તમને ત્યાંથી આ સંબંધમાં કાંઇક વિશેષ હકીકત મળી આવશે ! ”

રાજીવ તરતજ પોતાના આશ્રયદાતા મિત્રનું કહેવું માન્ય કરી ઉપરની બાજુએ રસાયણશાળાના ઓરડા તરફ ગયો ત્યાં ચારે તરફ તપાસ કરી પાછો આવી જયંતિલાલને કહેવા લાગ્યો. “ મેં સઘળી જગોએ તપાસ કર્યો છે ! ફક્ત રસાયણશાળા સિવાયના બધા ઓરડાઓ તપાસી આવ્યો છું. ત્યાં આગળ કોઇ પણ જોવામાં આવતું નથી. રસાયણશાળાનો ઓરડો બંધ છે અને તે બહુ પ્રયત્ન કરવા છતાં ઉઘાડી શકાતો નથી, માટે તે જોઇ શકાયો નથી. ”

“ બીજે સઘળે તો બરાબર રીતે તપાસ કર્યો છેને ? ”

“ હા ! બીજે તો બરાબર તપાસ કર્યો છે. રસાયણશાળાનાં દ્વાર ઉઘાડવાની ચાવી કેવી છે તે જાણવામાં નથી, તેમ બીજી

ચાવીઓથી તે ઉઘડતી નથી, તેમ તે કેવી રીતે ઉઘાડવામાં આવે છે તેનો સંકેત પણ મારા જાણવામાં નથી. તમે જાણતા હો તો બતાવો ? "

" ના રાજીવ ! મને પણ તે રૂમ ઉઘાડવાનો ગૂઢ ભેદ ભાઇએ કદાપિ પણ બતાવ્યો નથી. તેમ બીજા કોઇના પણ જાણવામાં હોય તેવું મને લાગતું નથી. તોપણ મને લાગે છે કે વખતે સુરેશકુમારીને તેમણે જણાવ્યું હોય તો તે જાણે."

"શું સુરેશકુમારીને તેઓ જણાવે ખરા ?"

" હા ! તે તેમને પોતાની પુત્રી સમાન પ્રિય છે. મારા કરતાં પણ સુરેશકુમારી તેમની અધિક સંભાળ રાખતી હતી. તેથી વખતે તેના ઉપર કૃપા કરી તેને જણાવે પણ ખરા ! પરંતુ જો તો ખરો ! મોહોટા ભાઇના ડાબા હાથમાં મને કાંઇક લોહીનો દાઘ પડેલો હોય તેવું દેખાય છે ! "

રાજીવલોચન તરતજ રામપ્રસાદના મૃત શરીરની પાસે ગયો. તેનો હાથ પોતાના હાથમા લઇ કેટલીકવાર સુધી જોઈ રહી વિચાર કરી કહેવા લાગ્યો. " હા ! લોહીના દાઘ જેવુંજ જણાય છે ! પણ અન્ય કોઇ સ્થળે તેવો બીજો દાઘ પડેલો હોય તેવું જણાતું નથી શરીર પર કોઇ પણ આઘાત થયેલો હોય તેવુ પણ સમજાતું નથી. ફક્ત આટલું લોહી નીકળવાથી ભાઇનું મૃત્યુ થયું હોય એમ પણ મને તો સંભવિત લાગતું નથી !

" વારૂ આ ગોળી ભાગેલી પડેલી તે જોને ! "

" આતો કાચની ગોળી છે ! મને લાગે છે કે; કાચનો નાહાનો ટૂકડો આ ગોળીને ભાગતાં આ પ્રમાણે હાથમાં પેસી

જવાથી આ લોહી આવ્યું હશે!"

"હા! મને પણ એમજ લાગે છે કે ભાઇ આ કાચની ગોળીને હાથ વડે ભાગવા ગયા હશે, પરંતુ એ સઘળી બાબત આપણે તપાસવાની જરૂર નથી. પોલિસના માણસો આવીને સઘળું તપાસસે."

"મને અત્યારે તો એવું સમજાય છે કે તેમણે આત્મહત્યા કરી હશે!"

'મને લાગે છે કે તારૂં મગજ અત્યારે ભમી ગયું છે? ભાઇને શું દુઃખ હતું કે તેઓ આત્મહત્યા કરી પ્રાણ કહાડે?"

"ત્યારે આ શાનો દાઘ હશે?"

"એ પણ લોહીનો દાઘ હોય એમ દેખાય છે મને લાગે છે કે તેમના હાથમાના લોહીનો દાઘ દિવાલપર લાગેલો છે."

"મારી ધારણા પ્રમાણે પોલિસને આ બાબતની ખબર આપ્યા સિવાય બીજો એકે ઉપાય નથી."

"તો પછી અહિંઆં નકામો વખત ગુમાવવાની જરૂર નથી. મારી મરજી છે કે આપણે એક વખત ભાઇની રસાયણ શાળાનો ઓરડો ઉઘાડવાનો પ્રયત્ન કરી જોઇએ તો ઠીક થાય!"

"ના! ના! નકામી મેહેનત કરવા જેવું છે. મેં તેને ઉઘાડવાનો બહુજ પ્રયત્ન કરી જોયો છે. પણ કોઇ રીતે ઉઘાડી શકયો નથી."

તરતજ જયંતિલાલ અને રાજીવલોચન બન્ને તે ઓરડાની અંદરથી બહાર નિકળ્યા, એટલામાં એક ગાડી બંગલાનાં પગ-

થીયાં આગળ આવીને ઉભી રેહેતી હોય તેવો શબ્દ તેમને કાને પડયો. ગાડીનો શબ્દ સાંભળી બન્ને જણુ ઉતાવળા ઉતાવળા છજાની અંદર આવ્યા. નીચે નજર કરી તો બે પોલિસના અમલદારો ગાડીમાંથી નિચે ઉતરતા તેમના જોવામાં આવ્યા.

તેમણે પહેરેલાં વસ્ત્રો ઉપરથીજ જયંતિલાલ તેઓ બન્ને પોલિસના અમલદારો છે એમ ઓળખી ગયો. તેમને જોતાંજ રાજીવલોચન બોલી ઉઠયો "મને લાગે છે કે આપણા ખબર પહોંચતાં પહેલાં તેઓને ખબર મળી ગયેલા હોવા જોઇએ."



# પ્રકરણ ૨ જું.



## પિંજરામાં પુરાયેલી પંખિની!

આવેલા બન્ને પોલિસ અધિકારીઓની અંદર એક સ્થાનિક પોલિસનો સબ ઇન્સપેકટર મી. રસિકલાલ કરીને હતો તથા બીજો માણુસ વિજયનગરનો પ્રખ્યાત ડીટેકટીવ પોલિસનો ઇન્સપેકટર મી. આણંદરાવ કરીને હતો.

બંગલાની અંદર પેસતાંજ મી. રસીકલાલે સ્હામે ઉભેલા જયંતિલાલને જોઇને પૂછયું. "આપનું નામ શું?"

"મારૂં નામ જયંતિલાલ છે."

"ત્યારે તો મારા ધારવા પ્રમાણે આપજ મરનાર મી. રામપ્રસાદના ભાઇ હશો?"

"હાજી!"

"મેં થોડા સમય પહેલાંજ મી. રામપ્રસાદના ખૂનના સમાચાર સાંભળ્યા છે. મને તેમના ખૂનના સંબંધમાં દરવાજા ઉપર પેહેરો રાખનાર ભૈયાના ઉપર પ્રથમ સંદેહ ઉત્પન્ન થયો હતો. આપે અહિંયાં આવી તપાસ કરી તે પહેલાંજ તે અહિં આવી જોઇ ગયો હશે, અને તેથી તેણે અમોને ખબર આપી હશે, એમ સમજાય છે. સારા ભાગ્યે તેણે ખબર આપ્યા તે વખતે આપણા વિજયનગરમાં પ્રખ્યાત છુપી પોલિસના ઇન્સપેક્ટર સાહેબ મી. આણંદરાવ પણ ત્યાં કામ પ્રસંગે આવેલા હોવાથી બેઠેલા હતા. જલદીથી ખૂનના સંબંધમાં પત્તો મળે એટલા માટે હું તેમને પણ સાથે લેતો આવેલો છું. વારૂ! પણ આપને કોણે ખબર આપ્યા?"

"મને આ સંબંધમાં કોઇએ ખબર આપી નથી. હું સૂતો હતો, કિન્તુ મારા મનમાં બહુજ ચિન્તા થતી હતી! કોઈ પણ પ્રકારે ચેન પડતું ન હતું, જીવ બળ્યા કરતો હતો, અને તેથી ઉંઘ આવતી ન હતી. મનમાં અનેક પ્રકારની નઠારી શંકાઓ ઉત્પન્ન થતી હતી. મોહોટા ભાઇને મળવાને મન બહુજ આતુર થવા લાગ્યું; તેથી હું મારા મિત્ર રાજીવલોચનને સાથે લઇ અહિંયાં આવ્યો. અહિં આવ્યા પછી દુ:ખકર બનાવ નજરે પડયો. મેં કાંઇ જોયું છે તે આપ ઉપર પધારો એટલે સઘળું આપને સમજાવીશ."

સબ ઇન્સપેકટરની ઉમ્મર આશરે પચાસેક વર્ષની હતી, કિન્તુ એટલી ઉમ્મર હોવા છતાં તેમનું શરીર બહુજ બળવાન

હતું. તેમની સાથે આવેલા ડીટેકટીવ પોલિસ ઇન્સપેકટર આણું-દરાવ આશરે ત્રીશેક વર્ષની ઉમ્મરનો હતો. તે દેખીતો બહુજ નિડર, ધૂર્ત્ત, અને સદ્વર્ત્તનશાળી જણાતો હતો. આટલી નાહાની ઉમ્મરમાં તેણે અનેક ચોર, લૂટારા અને ખૂનીઓને પોતાની જાળમાં ફસાવી પકડયા હતા. જૂદા જૂદા સ્થળોએથી અનેક ઇનામો અને સોના રૂપાના ચાંદો મેળવ્યા હતા. વિજયન-ગરના રાજ્યમાં આ વખતે આનંદરાવનું નામ બહુજ પ્રખ્યાત હતું.

પોલિસ સબ ઇન્સપેકટરે સીડી ઉપર ચઢતાં ચઢતાં જયતિલાલને પૂછયું. કેમ સાહેબ આપે ઉપરની બાજુએ સઘળે સ્થળે તપાસી જોયું છેને ?"

"હાજી ! કેટલેક સ્થળે જોયું છે. અમારી નજર નહિ પોહોચવાથી અમે આપની પાસે ખબર આપવા માટે આવતા હતા, એટલામાં આપજ પોતે અહિં આવી પહોંચ્યા છો "

"મેં આપને આવતાં વાંતજ જણાવ્યું છે કે, દરવાજાના પેહેરાવાળાએ આવી મારી ઑફીસમાં ખબર આપ્યા હતા. તે પણ અમારી સાથેજ પાછો આવ્યો છે. પરંતુ રસ્તામાંથી તેના પેટમાં દુઃખતું હોવાથી તે જાજરૂ જવા ગયો છે. તે હમણાંજ આવશે ને કહેતો હતો કે રાત્રીના દશેક વાગ્યાના સુમારે મરનાર રામપ્રસાદના ત્રીજા મજલા ઉપરના એક ઓરડાની અંદર દિવો બળતો જોવામાં આવતો હતો. આપના ભાઇ હમેશાં રાત્રીએ બહુ સમય પર્યંત જાગતા રેહેતા હતા, તેથી પેહેરાવાળાને કોઈ પણ પ્રકારનો વેહેમ આવવાનું કારણ હતું નહિ; પરંતુ આજે આશરે સાડા દશેક વાગ્યાને સૂમારે એકાએક ત્રીજા માળ ઉપરથી

ભયની બૂમ તેના સાંભળવામાં આવી તેથી તેના મનમાં વેહેમ ઉત્પન્ન થયો ને વિચાર કરતો હતો, એટલામાં એક સ્ત્રીને સીડી પરથી બીજા માળ પર આવતાં તેણે જોઇ તેથી તેના વહેમમાં અધિક ઉમેરો થયો.

"એ સ્ત્રી કોણ હતી તે પેહેરાવાળો ઓળખી શક્યો છે ?"

"ના ! દિવાના ઝાંખા અજવાળાને લીધે તે તેને બરાબર ઓળખી શક્યો ન હોતો !"

"પછી !"

"પછીથી તે રમણિ બંગલામાંથી નિચે ઉતરી વાડીના દરવાજા તરફ વળી. પેહેરાવાળાએ તેને અટકાવી નહિ, તેમ તે તેની પાછળ પણ ગયો નહિ, કિન્તુ પહેલાં ભયનો પોકાર સાંભળેલો હોવાથી બંગલાના ઉપરના માળ પર આવ્યો. ઉપર આવીને જોતાં રામપ્રસાદ મરી ગયેલા હોય તેવું તેને જણાયું, તેથી નકામો વખત નહિ ગૂમાવતાં તેણે પોલિસ સ્ટેશન પર આવી અમને ખબર આપી."

આ પ્રમાણે વાત કરતા કરતા ચારે જણા ઉપરની બાજુએ આવેલા રામપ્રસાદના સૂવાના ઓરડાની સમીપમાં ગયા. અત્યાર સુધી આણંદરાવ એક શબ્દ પણ બોલ્યો ન હતો. રામપ્રસાદના સૂવાના ઓરડામાં જઇ તેણે મૃતશરીરને બરાબર રીતે તપાસ્યું. તેમજ તે ઓરડાની અંદર રાખવામાં આવેલી સઘળી ચીજોનું બહુજ બારિકાઇથી અવલોકન કર્યું. પોતાની તપાસ પૂરી થયા પછી તેણે જયંતિલાલને પૂછ્યું. "આપે આ બંગલાની

અંદરના બધા માળો અને તેમાંના ઓરડાઓ બરાબર રીતે તપાસ્યા છે ?"

"નાજી! મેં બધે ફરીને તપાસ કરી નથી, પરંતુ આ મારા મિત્ર રાજીવલોચને એક સિવાયના સઘળા ઓરડાઓ તપાસ્યા છે."

"તો પછી તેમણે તે એકજ ઓરડો જોવાનો કેમ બાકી રાખ્યો છે ?"

"તે ઓરડાનાં બારણાં બંધ છે. તે બારણાં ઉઘાડવાની યુક્તિ અમારા જાણવામાં નથી."

"આપના મોટા ભાઇએ આપને પણ તે ઉઘાડવાની યુક્તિ બતાવી નથી ?"

"નાજી."

"ઠીક! ચાલો ત્યારે પ્રથમ આપણે તે ઓરડાનીજ તપાસ કરીયે."

તરતજ તેઓ સઘળા તે ઓરડાના દ્વાર સન્મુખ જઇને ઉભા રહ્યા. આનંદરાવે તે ઓરડાનાં દ્વાર બહુજ બારિકાઇથી તપાસ્યાં, કાંઇ પણ પત્તો નહિ લાગવાથી તેણે પુનઃ જયંતિલાલને પૂછયું. "જ્યારે બારણાં તૈયાર કરાવ્યાં ત્યારે આપ અહિંયાં હાજર ન હતા ?"

"નાજી! તે વખતે હું આ દેશમાં પણ ન હતો."

"આ બારણાં ઉઘાડતાં તો બહુએ વાર જોયું હશે ?"

"બહુ વખત ઉઘાડેલાં જોયાં હશે, પરંતુ કોઈ પણ વખત

તેને ઉઘાડતાં જોયાં નથી. મ્હોટાભાઇ તેને બહુજ ગુપ્ત રીતે ઉઘાડતા હતા. તેઓ ઉઘાડતા તે વખતે અમને કોઇને પણ પાસે રહેવા દેતા નહિ. કોઇને કોઈ બ્હાનું કહાડી અમે હાજર હોઇએ તો અમને બહાર કહાડી મુકતા હતા."

"આપે કોઈ પણ વખત એ સંબંધમાં આપના મ્હોટા ભાઇને પૂછેલું હતું?"

"નાજી! એવી રીતે તેમને પૂછવાનુ સાહસ મારાથી કરી શકાય તેમ ન હતું."

"અમે પેહેરાવાળાના મુખે સાંભળેલું છે કે, આપના મ્હોટાભાઈ એક બાલિકાનું પાલન કરતા હતા તે વાત ખરી છે?"

"હાજી! એ વાત સત્ય છે. મ્હોટાભાઇ સુરેશકુમારીનું બાળપણથીજ પાલન કરતા હતા."

"સુરેશકુમારી કોણ?"

"મ્હોટાભાઇના એક મિત્રની તે પુત્રી છે."

"આપના ભાઇ એ બાલિકાને બહુજ ચાહાતા હતા?"

"હા!"

"ત્યારે તે સુરેશકુમારી આ બારણું ઉઘાડવાની યુક્તિ જાણતી હશે?"

"તે મારા જાણવામા નથી તેમ મ્હોટાભાઇ તેને કોઇ પણ ગુપ્ત કહે એ વાત મ્હારા માનવામાં પણ આવતી નથી."

"સુરેશકુમારી ક્યાં રહે છે?"

"અહિંયાં અર્ધાક માઇલ પર."

" તે અહિંયાં કેમ રેહેતી નથી ?'

" તેને અહિ રાખવાની ભાઈની ઇચ્છા નહિ હોય. પોતાના રેહેવાના સ્થળમાં તે કોઇને પણ રેહેવા દેવાની ઇચ્છા રાખતા નહોતા. અમે વારંવાર તેમને મળવા આવ્યા કરતાં હતાં. અમારા સિવાય ઘણું ખરૂં ભાઇ ભાગ્યેજ કોઇની સાથે વધારે વખત વાતમાં ભેળાતા. તેમની પાસે અનેક ચાકરો છે, છતાં તેઓને પણ આ મકાનમાં રાખતા નહિ. તેમનું કામ થઈ રહેતાં સાયંકાળના સમયે સઘળા નોકર ચાકરો આ સ્હામેના મકાનમાં પોતપોતાને સોંપવામાં આવેલી ઓરડીઓમાં ચાલ્યા જતા હતા."

" સુરેશકુમારીને આ સમાચાર પહોંચાડવામાં આવ્યા છે ?"

" ના ! આ સંબંધમાં હજી તે કાંઈ પણ જાણતી નહિ હોય એમ જણાય છે."

" ઠીક ! પેહેલાં એક વખત મારે એ ઓરડાની અંદર જઇ તપાસ કરવી જોઇએ. મને લાગે છે કે, એ ઓરડાની અંદરથી મને કાંઇને કાંઇ નવિન હકીકત મળી આવશે, અને તેથી આપના ભાઇના ખૂનના સંબંધમાં તપાસ કરવામાં બહુજ સારી મદદ મળશે. ચાલો ! એક વખત આપણ અંદર જઈ તપાસીએ."

પાંચ મિનિટની અંદર સઘળા રામપ્રસાદના રસાયણ-શાળાવાળા ઓરડાની સમિપમાં આવીને ઉભા રહ્યા. રસિકલાલ અને આનંદરાવ બન્નેએ બહુજ બારિકાઇથી બારણાંની તપાસ કરી, પરંતુ કોઇપણ યુક્તિ તેમની બારણાં ઉઘાડવામાં કામ

આવી નહિ. છેવટે તેમણે બારણાં તોડી નાંખી અંદર પેસવાનો વિચાર નક્કી કર્યો. તેમણે જયંતિલાલને કહ્યું "મહાશય! આપ આ ઘરમાં વારંવાર આવતા હોવાથી ઘરના માહિતગાર હશો. માટે ગમે ત્યાંથી એક હથોડી અગર પરાઇ અમને લાવી આપો, કેમકે આ દ્વાર ઉઘાડવાનો કોઇ પણ ઉપાય નહિ હોવાથી તેને ભાગવાં પડશે."

જયંતિલાલે તરતજ ઇન્સપેકટરોની આજ્ઞાનુસાર નિચે જઈ એક હથોડી અને પરાઈ લાવી આપ્યાં. આણંદરાવે રાજીવલોચનને બળવાન જોઈ બારણાં તોડી નાંખવાનું કાર્ય સોંપ્યું.

રાજીવલોચને પરાઇદસ્તો હાથમાં લઇ બારણાં ઉપર બહુજ બળપૂર્વક દશ બાર પ્રહાર કર્યા; પરંતુ તેથી લોઢાનાં દ્વાર ઉપર કાંઈપણ અસર થઈ નહિ. ફરીથી હતું એટલું બળ એકત્ર કરી દશ પ્રહાર રાજીવલોચને દ્વાર ઉપર કર્યા, તોપણ દ્વારની કળ તુટી નહિ.

આ વખતે રાજીવલોચન વારંવાર એ ભારે પરાઇને ઉંચામવાથી બહુજ શ્રમિત થઈ ગયો અને નિ:શ્વાસ મૂકવા લાગ્યો. જયંતિલાલે તેને થાકી ગયેલો જોઈ જરા શાન્તિ લેવાને માટે સૂચવ્યું.

આશરે દશેક મિનિટ શાન્તિ લઇ રાજીવલોચન પુન: તે લોહદંડ હાથમાં લઇ બારણાં ઠોકવા લાગ્યો. આ વખતે તેને બહુ પરિશ્રમ ઉઠાવવો પડયો નહિ. બે ચાર ઘા મારતાંજ તે લોઢાનાં દ્વાર પડવાની શરૂઆત થઈ. આનંદરાવે તે પડતાં દ્વારને પકડી લીધાં, અંદરની બાજુએથી અનેક પ્રકારનાં ઔષધોની ગંધ

બહાર આવવા લાગી. આનંદરાવ બારણાંને અર્ધા ઉઘાડી અંદર જવાને તૈયાર થયો એટલામાં અંદરની બાજુએથી એક સ્ત્રી બારણાં આગળ આવી કહેવા લાગી. "તમે કોણ છો ? તમારે શા માટે બારણાં ભાગવાં પડયાં છે ? આ મકાનના માલિકનું કોઇએ ખૂન કર્યું છે, કિન્તુ હવે પછીથી હું આ મકાનની અને તેમની સઘળી સમ્પત્તિની માલિક છું." અંદરથી સ્ત્રીના એકાએક આવા પ્રશ્નો સાંભળી બહારની બાજુએ ઉભેલા માણસો બહુજ આશ્ચર્ય પામ્યા.

જો કે સઘળા માણસો ઉપરની બીના સાંભળી ચકિત બન્યા, પરંતુ આનંદરાવ તેના બોલવાની કાંઈપણ પરવા કર્યા સિવાય અંદરની બાજુએ પેસી ગયો અને અર્ધા ઉઘાડેલાં દ્વારને એક બાજુએ ખસેડી દીધાં. તરતજ બહાર ઉભેલા ત્રણે જણા અંદર દાખલ થયા. જયંતિલાલ અંદરનો દેખાવ જોઇને બહુજ વિસ્મય થયો, ભયથી તેનું શરીર કંપવા લાગ્યું, ને પોતાના મનમાં અનેક પ્રકારની ચિંતાઓ કરવા લાગ્યો. "સુરેશકુમારીને તેણે પોતાની સ્હામે હાથ જોડી ઉભેલી જોઈ. તેનું સુંદર મુખ મ્લાન થઈ ગયેલું નિહાળ્યું તેનાં કર્ણ પર્યંત વિશાળ નેત્રોમાંથી અગ્નિની વૃષ્ટિ થતી હોય તેવો ભાસ થયો. ક્રોધ અને અતિશય ઉત્તેજીત બની જવાથી તેનું શરીર કંપતું હોય તેવું દેખાયું. તે વારંવાર દિર્ઘ નિઃશ્વાસ નાંખતી વિલોકાઈ. સુરેશકુમારીની આવી વિષમ સ્થિતિ જોઇ જયંતિલાલ કેટલીક વાર પર્યંત અવાક્ બની ગયો અને શરીરનું ભાન ભૂલી ગયો ને પોતે જાગૃતાવસ્થામાં સ્વપ્ન જેવું નિહાળવા લાગ્યો. તે બહુ વખત સુધી

શૂન્ય-સમાન રહી સહસા બોલી ઉઠયો. "કેવી વિચિત્રતા! સુરેષ! તું અહિં ક્યાંથી? બહુજ આશ્ચર્યની વાત છે કે તું અંદર છે. તું અહિંયાં અંદર પેસી એકલી શું કરે છે?"

---

# પ્રકરણ ૩ જું.

## વિષમ સન્દેહ.

સુરેષકુમારી કાંઇ પણ ઉત્તર નહિ આપતાં સ્થિરપણે ઓરડાના મધ્યમાં ઉભી રહી. ફક્ત આવેલા માણસોના મુખ સ્હામી સ્હેજ દૃષ્ટિ ફેરવી ગઇ.

સુરેષકુમારીની ઉમ્મર આશરે ચૌદ વર્ષની હતી. તેણે હાલ યુવાવસ્થામાં પ્રવેશ કર્યો હતો. તે અતિશય સુસ્વરૂપ હતી. તેના સઘળા શરીરનો બાંધો સુકોમળ અને સુંદિર હતો. રામપ્રસાદ જન સમાજની અંદર વધારે ભળતો નહિ હોવાથી તેનો વિવાહ અધાપિ પર્યંત કરવામાં આવ્યો નહોતો. રામપ્રસાદ તેને પોતાની જાતની પુત્રી કરતાં પણ અધિક પ્રેમથી ચહાતો હતો, હજુ સુધી કોઈ પણ લાયકાત વાળો વર નહિ મળવાથી તેણે તેને કન્યાવસ્થામાં રેહેવા દીધી હતી.

રામપ્રસાદનો રસાયણશાળાવાળો ઓરડો અનેક રીતે શણગારવામાં આવેલો હતો. ચારે તરફ પાંચ પાંચ આલમારીઓ ગોઠવવામાં આવેલી હતી. તે આલમારીઓની ઉપર ન્હાની મ્હોટી જુદી જુદી જાતની શીશીઓ ઓષધોથી ભરી ગોઠવવામાં

આવેલી હતી. જુદી જુદી જાતનાં રસાયણિક વિધાને ઉપયોગી યંત્રો તથા રસાયણીક પરિક્ષામાં આવતી અનેક પ્રકારની સામગ્રીઓ અંતરે અંતરે સુરક્ષિત પણે મૂકેલી હતી એક બાજુપર ત્રણ ન્હાનાં મ્હોટાં બુક સેલ્ફો ગોઠવેલાં હતાં. તે સેલ્ફોની અંદર જુદા જુદા દેશનાં રસાયણશાસ્ત્રને લગતાં સોનેરી પુઠાંવાળાં પુસ્તકો નંબરવાર ગોઠવેલાં હતાં.

સુરેષકુમારી પ્રથમ તો દ્વારની પાસેજ ઉભી રહેલી હતી. પરંતુ જ્યારે ઓરડાનુ દ્વાર તુટી પડી પોતાના પર પડવાનો સમય આવ્યો, તેજ વખતે ઓરડાના મધ્ય વિભાગમાં જઇ ઉભી રહી. જો તેણે તેમ કર્યું ન હોત તો દ્વાર તેના ઉપરજ પડવાનો સંભવ હતો.

સુરેષકુમારીને શાંતિથી મૌન્યપણું ધારણ કરી ઉભી રહેલી જોઇ પોલિસના સબ ઇન્સપેકટર રસિકલાલે પૂછયું "તમારૂંજ નામ સુરેષસુંદરીને ?"

તરતજ સુરેષે ઉત્તર નહિ આપતાં પ્રથમ તો જયંતિલાલના મુખ સ્હામે બહુજ તિવ્રદૃષ્ટે જોયા કર્યું; કેમકે પહેલાંજ તેણે તેના નામથી તેને બોલાવી હતી. કેટલીક વારે તેણે વિચાર કરી જવાબ આપ્યો. "હા ! મ્હારૂં નામ સુરેશસુંદરી છે."

"તમે અહિંયાં હશો એવું અમારા જાણવામાં પહેલેથીજ આવ્યું હોત તો અમને આ દ્વાર ભાગવાની જરૂર રહેત નહિ. નાહક દ્વાર ભાગી નુકશાનમાં ઉતરવું પડયું તેમ કરવાની જરૂર પડત નહિ."

સુરેશકુમારીએ ભય પામેલી હોય તે પ્રમાણે કહ્યું. "આપ

પોલિસના માણસ છો? આપના મનમાં ખૂનીને પકડવો એવું જ હોવું જોઇએ, પરંતુ આપે તે ઓરડો જોયો કે નહિ? અહિંયાં શું જોવાનું હતું?"

જયંતિલાલ સુરેશકુમારીના કહેવાનો ભાવાર્થ સમજી શક્યો નહિ. કેવી રીતે સુરેશ આ લોહદ્વારવાળા ઓરડાની અંદર પુરાઇ અને કેવી રીતે તે બહાર નિકળત એજ વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હતો. જો આ દ્વાર ભાગવામાં ના આવ્યાં હોત તો તે કેવી રીતે બહાર નિકળવા પામત એ વિચારોએજ તેનું હૃદય હલમલાવી મૂક્યું હતું. કોઇ પણ રીતે તેના મનનું નિરાકરણ થયું નહિ. કોઈ પણ ગુહ્ય ભેદ તેનાથી કળી શકવામાં આવ્યો નહિ. તેણે અનેક વખત સુરેશસુંદરીને તે કેવી રીતે અંદર પેઠી તે સબંધમાં પ્રશ્નો કર્યા પરંતુ તેના તરફથી પણ કાંઈ ઉત્તર મળ્યો નહિ."

આખરે જે ઓરડાની અંદર મૃતદેહ પડેલો હતો, ત્યાં આગળ સર્વે ગયા. સુરેષકુમારી પણ તેમની પાછળ પાછળ ગઈ! રસિકલાલે પણ ત્યાં જઈ આનંદરાવને સુરેશકુમારીના જવાબ તરફ લક્ષ્ય આપવાનું કહી પોતે સવાલ કર્યો

"વારૂ સુરેશ! આજે જ્યારે તમે આ મકાનની અંદર આવ્યાં તે વખતે રામપ્રસાદને તમે જીવતા જોયેલા હતા કે મરેલા?"

આનો પણ સુરેશકુમારીએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. જેથી આનંદરાવે તેને પૂછ્યું "મને લાગે છે કે મરનાર રામપ્રસાદના એક હાથમાં જે એક ન્હાનો લોહીનો દાઘ પડેલો

છે તે તમે જોયેલો હશે? જુઓ! આ દિવાલ ઉપર પણ તેવાજ લોહીનો એક દાઘ પડેલો છે. આ ટેબલની નીચે પણ કેટલાક ભાગેલા કાચના કકડા પડેલા છે; એ સઘળું તમારા જોવામાં આવેલું છે? બરાબર વિચાર કરીને જવાબ આપજો. પરંતુ યાદ રાખજો કે ખોટી વાત કહી સત્ય હકીકત છૂપાવવાનો પ્રયત્ન કરશો નહિ."

સુરેષકુમારી તરતજ રામપ્રસાદનું મૃત શરીર પડેલું હતું તેની પાસે ગઈ. તેણે મસ્તક નમાવી બહુજ બારીકપણે રામપ્રસાદના શબને તપાસ્યું. તેનો હાથ તપાસી સુરેષકુમારીએ જણાવ્યું. "આ હાથમાં છે તે લોહીનો દાઘ નથી."

રસિકલાલ બહુજ આશ્ચર્ય પામ્યો ને સુરેશકુમારીને પૂછ્યું. "શું એ દાઘ લોહીનો નથી? જ્યારે પેહેલીવાર અમે આ ઓરડાનો અંદર આવ્યા, તે વખતે આ ઠેકાણે લોહી પડેલું હતું."

"ખરેખર એ સંબધમાં આપની ભૂલ છે. એ લોહીનો દાઘ તો ન હોયજ."

"વારૂ! એ લોહીનો દાઘ ના હોય એમ માનીયે, પણ આ દિવાલ પર દેખાય છે, તે પણ લોહીના દાઘ ન હોય કે! મને લાગે છે કે જ્યારે રામપ્રસાદનું ખૂન થયું, તે વખતે તેમણે આ દિવાલ ઉપર પોતાનો હાથ લગાડયો હોવો જોઇએ અને તેથીજ આ દાઘ પડેલો છે!"

સુરેષકુમારીએ દિવાલ પર પડેલા દાઘ તરફ નજર કરી ગંભીરપણે જણાવ્યું. "આ શાના દાઘ છે તે બરાબર રીતે કહી

શકાય તેમ નથી. લોહીનો દાઘ હોય એવું જણાય છે, પરંતુ હાથ ઉપરનો દાઘ તો લોહીનો ન્હોયજ ! ”

રસિકલાલ બહુજ આશ્ચર્ય પામ્યો, તેણે પાસે ઉભેલા ડીટેક્ટીવ અમલદાર આનંદરાવના સ્હામું જોયું. બન્ને જણા કેટલીક વાર સુધી વિચાર કરતા એક બીજાના મુખ સ્હામુ જોતાજ ઉભા રહ્યા. તેઓ વિચાર કરતા હતા તે સમયનો લાભ મળતાં જયંતિલાલે બહુ નરમાશથી સુરેશકુમારીને પૂછ્યું “ સુરેશ ! જો આ સબંધમાં કાંઇ પણ તારા જાણવામાં હોય તો મને જણાવ ! જો હકીકત બરાબર નહિ મળી આવે તો પોલિસના અમલદારો તેમજ છૂપી પોલિસના અધિકારીઓ ખરા ખૂનીને પકડી શકશે નહિ. વખતે તેમ નહિ થવાથી કોઇ નિરપરાધિ માણસને ખાલી કષ્ટ સહન કરવાનો સમય આવશે. ”

સુરેશકુમારીએ તેને કઠોરપણે જવાબ આપ્યો “ હા ! હું તે સઘળુ જાણુ છુ. કિન્તુ તમારે એ જાણવું ઉચીત નથી. હું જે ગુપ્ત રાખવાની ઇચ્છા રાખુ છું, તે વાત પ્રાણ જતાં પણ હું બીજાને જણાવવાની નથી. અહિંયા બીજાં કેટલાંક એવાં માણસો છે કે જેઓ રામપ્રસાદનું મૃત્યુ થવાથી લાભ મેળવવાની આશા રાખે છે. પ્રથમ પોલિસના માણસોએ તેમની જુબાની લેવાની જરૂર છે. ”

રસિકલાલ સુરેષકુમારીના કહેવાના સઘળા શબ્દો સાંભળી પોતાને પુરતો ખુલાસો નહિ મળવાથી બોલ્યો. “ હું એકવાર સુરેશકુમારી સાથે ખાનગી વાત કરવા ચાહુ છું માટે આપ બધા થોડા સમયને માટે અહિંયાંથી બહાર જાઓ તો ઠીક ! ”

તરતજ બધા બહાર ગયા, રસિકલાલે સુરેષકુમારીને પોતાની પાસે બોલાવી, અને તેને પૂછ્યું. "સુરેશ! જો તું ખરી વાત નહિ જણાવે તો અમારાથી ખરા અપરાધીને પકડી શકાશે નહિ. જો તુ અમને સરલ રીતે સઘળી હકીકત નહિ જણાવે તો પછી અમારે તારી પાસેથી ખરી હકીકત કઢાવવા, કોઇ પણ ઉપાય કરવો પડશે."

સુરેષે ક્રોધ વ્યંજક સ્વરે જણાવ્યું "જેટલું આપને જાણવાનું હતું તેટલું જણાવી દીધું છે હવે આપને જે કાંઇ કરવું હોય તે સુખેથી કરો, એ બાબતમાં મને જરા પણ ભય લાગશે નહિ"

રસિકલાલે અન્ય કાંઇ પણ હકીકત નહિ પૂછતાં પોતાના ખીસ્સામાંથી એક કાગળ બહાર કહાડયો અને તે સુરેશકુમારીના હાથમાં મુકતાં પૂછ્યું. "બોલો! આ કાગળ સંબંધે તમે શું જાણોછો? આ કાગળ દરવાજાના પહેરાવાળા ભૈયાએ મરનાર રામપ્રસાદના ખીસ્સામાંથી કહાડેલો છે."

"સુરેશકુમારીએ કાગળ પોતાના હાથમાં લઇ વાંચ્યો. તે પત્રની અંદર તેણે પોતાનાજ અક્ષરો હોય તેવું જોયું. પોતાના અક્ષરો જોતાં તે બહુજ આશ્ચર્ય પામી અને ભયભિત બની. તેણે પત્ર ફરીથી ધીમે ધીમે વાંચ્યો.

"તમારા શત્રુઓ તમારો પ્રાણ લેવાને માટે યત્ન કરે છે માટે બહુજ સાવચેત રહેજો."

તમારી "સુરેષકુમારી."

વાંચતાની સાથેજ સુરેષકુમારીના મનમાં અતિશય ભય ઉત્પન્ન થયો. તેનું મુખ મલિન થઈ ગયું ને વારંવાર દીર્ઘ નિઃશ્વાસ મૂકવા લાગી. તે એક શબ્દ પણ બોલી શકી નહિ. સુરેષકુમારીની આવી સ્થીતિ જોઇ રસિકલાલે સહાસ્ય વદને તેને પૂછ્યું. "વાડીના પહેરાવાળાએ જે કાગળ રામપ્રસાદના ખીસ્સામાંથી મેળવ્યો છે તેના અક્ષરો શું તમારા પોતાના છે?"

સુરેષકુમારીનું સઘળું શરીર કંપવા લાગ્યું. તેણે કંપીત સ્વરે જવાબ આપ્યો.

"હા, એ મારૂંજ લખેલું છે."

રસિકલાલે તેને ફરીથી પ્રશ્ન કર્યો. "તમે આ પત્ર શા માટે લખ્યો હતો?"

સુરેશકુમારીએ રસિકલાલનો આ પ્રશ્ન ખરી રીતે જોતાં સાંભળ્યો નહોતો. તેની ચૈતન્ય શક્તિનો લોપ થઇ ગયો હતો. તે અચેતન બનીને તરતજ પૃથ્વીપર પડી ગઇ. રસિકલાલે તેને પડતાં પડતાં પકડી લીધી, અને તેજ સ્થળે તેને સુવાડી, આનંદરાવને બોલાવ્યો.

આનંદરાવે આવીને રસિકલાલને કહ્યું. "આની અંદર કાંઇ પણ રહસ્ય હોય એવું સમજાતું નથી તમે જતી વખતે તમારી સાથે લેઈ જજો, અને તેને પોતાને ઘેર પોહોચાડજો; મને આ કેશના સબંધમાં કેટલીક હકીકતતો સમજાઇ છે, તે ઉપરથી તે કાર્ય મારા ધારવા પ્રમાણે બહુ વિષમ નથી. સઘળી હકીકત સહજમાં મળી આવશે."



# પ્રકરણ ૪ થું.

## આશ્વાસન.

થોડા વખતમાં સુરેશકુમારીને ભાન આવ્યું. રસિકલાલે બીજા બધાને વિદાય કરી સુરેશકુમારીને માટે એક ગાડી મંગાવી તેની અંદર બેસાડી પોતે પણ બેઠો અને ગાડી-વાળાને ગાડી સુરેશકુમારીના રેહેવાના ઘર તરફ લઇ જવાની સૂચના આપી.

ગાડી સુરેશકુમારીના રેહેવાના સ્થાન તરફ ચાલી. લગભગ પાંચેક મિનિટ પર્યંત કાંઈ પણ વાતચીત થઈ નહિ રસિકલાલ આ વખતે સુરેશકુમારીનું મુખ મ્લાન થયેલું, અને વારંવાર તેને દિર્ઘ નિઃશ્વાસ નાંખતી, તથા તેના ચક્ષુઓમાંથી અશ્રુઓ વરસાવતી જોઇ, બહુજ ખિન્ન થયો. કોઇ પણ બાહ્યિક કારણને લીધે તેની આવી વિષમ અવસ્થા થઇ હશે એમ વિચારવા લાગ્યો. તેનો સ્વભાવ દયાળુ હતો. સુરેશકુમારીની આવી અવસ્થા જોઇ કાંઇ પણ પૂછવાનું આ વખતે તેને યોગ્ય લાગ્યું નહિ

કેટલીકવાર શાન્ત રહ્યા પછી સુરેશકુમારીએજ સહસા રસિકલાલને પૂછ્યું. "મહાશય! આપ એક પોલિસના અમલદાર છો? આપની સાથેના આપના મિત્ર તો ફક્ત છૂપિ પોલિસના અમલદાર છે. વારૂ! જોકે તેઓએ તો મને ખરાજ અપરાધી તરીકે માની છે, એમ મને તેમના બોલવા ઉપરથી સમજાયું છે, કિન્તુ આપ પણ શું તેમની માફકજ મને અપરાધી માનો છો?"

"સુરેશ! હું બહારની હકીકતને જોઇને કોઈ પણ બાબતનો નિર્ણય કરતો નથી."

"ઠીક! પરંતુ આપના મિત્રે તો મને તે ઓરડાની અંદર જોઇ, તથા મને અજ્ઞાન અવસ્થામાં નિહાળી તેથી હુંજ અપરાધી છું એમ નિશ્ચય કર્યો હોય એમ જણાય છે."

"સુરેશ! જો તું ધારે તો તાત્કાળીક આ સંબંધમાં અજવાળું પાડી શકે તેમ છે. તુ જે કાંઈ જાણુતી હોય, તે જો મને જણાવે તો કોઈ પણુ પ્રકારની ગુંચવણીમાં ઉતરવું પડે નહિ."

"તે તમારા મિત્રના હાથમાં આવેલો કાગળ જોવાથી મારા મનમાં ભય ઉત્પન્ન થયો છે.'

"તેજ તેમને જણાવ્યું છે કે તે પત્ર તારા પોતાનાજ હાથનો લખેલો છે"

"અવશ્ય તે મારા પોતાનાજ હાથનો લખેલો છે. મેં કાલે તે પોસ્ટ મારફતે રામપ્રસાદને મોકલાવેલો હતો."

"જો એમજ છે તો પછી મારા આગળ તને સઘળી ખરી હકીકત જણાવવામાં કાંઈ પણ હરકત આવશે નહિ. હું તને કોઇ પણુ પ્રકારની અડચણુ આવવા દઇશ નહિ."

"ભલે! જો આપ વચનથીજ બંધાતા હો તો સાંભળો. આપ જો કે પોલિસ અમલદાર છો તથાપિ પણુ દયાળુ છો. આપનું મુખ જોતાંજ મને આપના તરફ શ્રદ્ધાભાવ ઉત્પન્ન થયો છે. મારા બાપ રામપ્રસાદના અંગત મિત્ર હતા, રામપ્રસાદની ઉન્નતિના સાધનરૂપ પણુ તેઓજ હતા. મારા પિતાએ

પોતાના મૃત્યુ પહેલાં મને રામપ્રસાદ પાસે મોકલી દીધી હતી. રામપ્રસાદે મને બાલ્યાવસ્થામાંથી આટલી મ્હોટી અવસ્થામાં મારૂં પાલન કરીને આણી છે. તેમણેજ મને રહેવાને માટે એક ન્હાનું મકાન આપેલું છે. હું તે ઘરની અંદર એક દાસીની સાથે રહું છું. હમેશાં હુ રામપ્રસાદને મળવા માટે તેમને બગલે આવતી હતી. જ્યારે જ્યારે હું તેમની પાસે આવતી ત્યારે ત્યારે હમેશાં તેઓ મારી સાથે માયાળુપણાથી મીઠી મીઠી વાતો કરતા અને મને ખુશી રાખવાનો પ્રયત્ન કરતા હતા. એક દિવસ તેમણે મારી સાથે વાત કરતાં કરતાં જણાવ્યું હતું કે, તેમના મૃત્યુ પછી હું તેમની સઘળી સંપત્તિની માલિક થવાની છું. તેમના ભાઇ તો કેવળ જીવનપર્યંત પોતાનું ભરણ પોશણ કરવાનાજ હક્દાર રહેનાર છે. એ પ્રમાણેનુંજ તેમણે પોતે એક વિલ તૈયાર કરેલું છે અને તે નેશનલ બેંકની અંદર રાખેલુ છે. આ નગરની અંદર રામપ્રસાદના અનેક શત્રુઓ છે. ગયા વર્ષે એક ભયાનક અને વિચિત્ર માણસ તેમની પાસે આવેલો હતો. તે માણસ જોયો ત્યારથી તેઓ બહુ દુઃખીત હોય તેવા જણાતા હતા; મને લાગે છે કે આજે તે માણસ રામપ્રસાદના મૃત્યુના સમાચાર સાંભળવાથી બહુજ આનંદિત થયો હશે!"

"એ માણસ કોણ છે? કેવી રીતે તેને આજે રાત્રેજ સમાચાર મળ્યા હશે."

"તેનું નામ ડાક્તર દિનાનાથ છે, તે એક ભયાનક મુર્તિ છે. તે માણસ જેને ચાહે તેને પોતાના વશ કરી શકે તેવો છે. જેવો તે દુષ્ટ છે તેવીજ તેની છોકરી છે. તેનું નામ સ્નેહલતા

છે. જ્યારે જ્યારે ડાકતર દિનાનાથ રામપ્રસાદની પાસે આવતો ત્યારે ત્યારે રામપ્રસાદના મનમાં બહુજ દુ:ખ ઉત્પન્ન થતું હતું. એઓ એટલાતો તેના મેળાપથી દુ:ખી દેખાતા કે ચોવિસ કલાક સુધી કોઇની પણ સાથે વાતચીત કરી શકતા નહિ. જયંતિલાલની સાથે સ્નેહલતાને બહુ સારો વાતનો પ્રસંગ છે. તે તેના હાથમાં પૂતળાની માફક રમે છે, હમેશાં તે તેના કહેવા પ્રમાણેજ વર્તે છે.'

"ઠીક! આજે તું કેટલા વાગે રામપ્રસાદના બંગલે ગઇ હતી?"

"રાત્રે અગીઆરેક વાગ્યાના સુમારે હું રામપ્રસાદના બંગલે ગઇ હતી. રામપ્રસાદે મારા મંત્રનો શું ઉપયોગ કર્યો છે, એ જાણવાની ઇચ્છા થવાથી હું ત્યાં ગઇ હતી. તે પત્ર આપે જોયો છે. હું જ્યારે ઘરમાં પેઠી તે વખતે રામપ્રસાદ મરી ગયેલા પડયા હતા. તેમને જોતાંજ મને ભય ઉત્પન્ન થયો. આપજ વિચાર કરો કે મારા જેવી એક બાળકી એવા મ્હોટા મકાનની અંદર મધ્યરાત્રીના સમયે એક મુડદું પડેલું જોઇ ભય પામે કે નહિ? તરતજ હું એ ઓરડાની અંદરથી બહાર નિકળી, પરંતુ મને ચારે તરફ તપાસ કરવાનો વિચાર થયો, મેં ચારે તરફ તપાસ કરી, પરંતુ આપની તપાસમાં જે કાંઇ જણાયું તેથી વિશેષ કાંઇ પણ મારા જોવામાં આવ્યું નહિ. ફક્ત એકજ ચિજ મને મળી આવી છે, અને તે મેં મારી પાસે રાખી છે; જે હું તમને બતાવું છું."

એ પ્રમાણે કહી સુરેશકુમારીએ એક કાચની ગોળ શીશી બહાર કહાડી રસિકલાલના હાથમાં મૂકી. રસિકલાલે તેને પોતાના

હાથમાં લઈ બારિક રીતે તપાસી અને કેહેવા લાગ્યો. "આ શું છે તે તમારા જાણુવામાં છે?"

"હા છે! એ શીશીની અંદર જે કાંઈ લાલ પાતળો પદાર્થ જોવામાં આવે છે, તે એક પ્રકારનું બહુજ ભયાનક ઝેર છે. એ ઝેર જેના શરિરની અંદર પ્રવેશ કરે છે, તેનું તત્કાળ મૃત્યુ થાય છે."

"એ સઘળી હકીકત તારા જાણુવામાં કેવી રીતે આવવા પામી?"

"એક દિવસ દાક્તરને રામપ્રસાદ સઘળી હકીકત કેહેતા હતા. મેં ગુપ્તપણે એ સઘળી હકીકત સાંભળી લીધી હતી."

"તું પેહેલાં કોઇ પણ વખત રામપ્રસાદના રસાયણશાળાના ઓરડામાં ગઈ હતી?"

"હા! હું બહુએ વાર ત્યાં જતી હતી. એ ઓરડાનાં દ્વાર કેવી રીતે ઉઘાડવામાં આવે છે, તે પણ હુ જાણુ છું. જેવી મને આ ઝેરવાળી શીશી મળી આવી, કે તરતજ હું તે રસાયણશાળાના ઓરડામાં ગઇ. મને એમ ખાત્રી હતી કે રામપ્રસાદે આ શીશીને કોઈ પણ આલમારીની અંદર પ્રથમ મૂકેલી હોવી જોઇએ. જ્યારે જ્યારે કોઈ પણ શીશીને તેઓ આલમારી ઉપર મૂકતા ત્યારે ત્યારે તે શીશીમાં જે પ્રકારનું વિષ હોય તેનું નામ લખતા, તેમજ શીશીના નિચેના વિભાગમાં પણ તેમાં રહેલા પદાર્થનું કાગળ પર નામ લખી તે ચીઠ્ઠી ચોહોડી દેતા. મેં આલમારી ઉપર જઇ જોયું તો તેમાં બે શીશીઓની જગો ખાલી પડેલી મારા જોવામાં આવી."

."તે શીશીઓ કોઇએ ઉઘાડેલી હતી ?"

"ના ! જેવી રીતે બૂચના આંટા મારી બંધ કરેલી હોય તેવીજ રીતે બંધ કરેલી હતી."

"ત્યારે તમે કેવી રીતે શીશીઓ ગણી ?"

"ઉપરની બાજુએથી ગણતાં આવતાં બે શીશીઓ ઓછી હોય એમ મારા મનમાં સંદેહ ઉત્પન્ન થયો. તે બે શીશીઓ ઓછી થઇ તેમાંની એક આ મારી પાસે હતી તે મેં તમોને આપી છે, અને બીજી રામપ્રસાદના સૂવાના ઓરડામાં છુટી પડેલી છે."

"એ ઉપરથી તમારા ધારવામાં શું આવ્યુ ?"

"એ ઉપરથી મારૂં અનુમાન એવુ થયું છે કે અન્ય કોઇ પણ એ રસાયણશાળાના ઓરડામાં પેસવાની યુક્તિ જાણતું હોવું જોઇએ. તેમજ આ ઝેરની શીશીઓ પણ કયાં આગળ રાખવામાં આવેલી છે તે પણ તેની જાણમાં હોવુ જોઇએ. છતાં શીશીની નીચે કાગળ ચોડવામાં આવેલો હશે, તે તેના જાણવામાં આવેલું નહિ હોય એમ મારી માન્યતા છે. આ વિષનો કેવી રીતે ઉપયોગ કરવો તે તે માણસની જાણમાં હોવાથી તેણે આ વિષની સહાયતાથીજ રામપ્રસાદનું ખૂન કરેલું હોય એમ જણાય છે"

"તમે રામપ્રસાદને સાવધાન કર્યા હતા તેનું કારણ શું ?"

"તેમના શત્રુના ભયને લીધે મારે તેમ કરવાંની જરૂર પડી હતી."

"તેમના કયા શત્રુથી તેમને ચેતતા રહેવા ચેતવણી આપી હતી ?"

"હાલમાં તેમને માથે ઘણા શત્રુઓ ઉભા છે. તેઓ ઉપરથી રામપ્રસાદની સાથે સારા ભાવથી વર્તન ચલાવતા હતા, કિન્તુ તેમના અંતરમાં તેમની પાસેથી પૈસા પડાવવાનો વિચાર હોવાથી તેઓ ગુપ્ત રીતે અનેક પ્રકારની રમતો રમતા હતા."

"તેમાંના કોઇને પણ તમે ઓળખ્યા છે?"

"ના!"

"ત્યારે તમને કેવી રીતે ખબર મળી? જ્યારે તમે કેહેવાજ માંડયું છે તો સઘળી હકીકત મને ખુલ્લે ખુલ્લી કહી બતાવો. તમારે કોઇ પણ પ્રકારનો ભય રાખવો નહિ. વળી તમે એ પણ જાણ્યું છે કે તમને તે લોઢાનાં બારણાંવાળા ઓરડામાં જોવાથી છૂપી પોલીસના અમલદાર આનંદરાવને વહેમ ઉત્પન્ન થયો છે. તેમજ તમે આ કાગળ વાંચી સંજ્ઞાહિન બની ગયાં, તેથી તેમને તમેજ ખુની આસામી છો એમ માનવાને કારણ મળ્યું છે, અને તેથીજ તેઓ તમારા રૂબરૂમાં બોલી ગયા છે કે આ કામમાં ખુનીને પકડી પાડવો એ સહજ છે."

"એમાં તેમનો કાંઇ દોષ નથી. તેઓએ બહારની બીના જોઈ તેવું અનુમાન કરેલું છે. પરંતુ આપે તો મારી સઘળી હકીકત સાંભળેલી છે, કહો આપ શું મને દોષિત માની શકો છો?"

"તમારો સંદેહ કોના ઉપર છે?"

"મારો સદેહ એક માણુસના ઉપર છે, કિન્તુ હું તેનું નામ ઠામ બરાબર જાણુતી નથી. એક દિવસ બહુજ ગુપ્ત રીતે છુપાઇને મેં તેની અને રામપ્રસાદની છાની સઘળી વાતો

સાંભળી છે, અને તેથી મને તેના ઉપર વહેમ લાવવાનું કારણુ છે. પરંતુ હું તેને બરાબર રીતે ઓળખતી નથી. આ મારૂં ઘર આવ્યું, આપ ગાડીવાળાને ગાડી ઉભી રાખવા કહેશો ?"

તરત રસિકલાલે ગાડીવાળાને ગાડી ઉભી રાખવા હુકમ આપ્યો. હુકમ અનુસાર ગાડી ઉભી રાખવામાં આવી. સુરેશકુમારી કાંઇપણુ નહિ બોલતાં ફક્ત રસિકલાલ તરફ દૃષ્ટિપાત કરી ઘરની અંદર ચાલી ગઇ. રસિકલાલ પોતાના મનની અંદર કુમારીની વાતનો, તેની હીલચાલનો અને તેના સૌંદર્યનો વિચાર અને પ્રસંશા કરતો કરતો પોતાના ઘર તરફ ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૫ મું.

## વિચિત્ર ઘટના.

બીજે દિવસે પ્રાત:કાળે જયંતિલાલ પોતાના ઘર આગળથી બહાર નિકળ્યો. આગલા દિવસે રાત્રે બનેલી ઘટનાનો વિચાર કરતો કરતો તે રાત્રે બે વાગ્યાને સુમારે ઘેર ગયેલો હતો. ભય, શોક અને ચિન્તાને લીધે તેને જરાય ઉંઘ આવી નહીં. જેથી તે સવારમાં વેહેલો ઉઠી ફરવાના ઇરાદાથી આશરે એકાદ કોસ દૂર નિકળી ગયો, અને ત્યાં આવેલી એક અતિશય સુંદિર ત્રણુ માળની હવેલીની અંદર પેઠો.

બીજા માળ પર અનેક પ્રકારનાં સરંજામ અને ફરનીચરોથી સુશોભિત કરેલો ઓરડો હતો, તેની અંદર જયંતિ-

લાલના મોટા ભાઈ રામપ્રસાદનો મિત્ર ડાક્તર દિનાનાથ બેઠેલો હતો. દિનાનાથે જયતિલાલને જોતાંજ એક ખુરસી તેને બેસવા માટે આપી અને હસતાં હસતાં કહેવા લાગ્યો, "વાહ! આજે કાંઇ આટલાં બધાં વહેલાં પગલાં થયાં છે? વારૂ! કહો શહેરના શું સમાચાર છે? હું તો કાલનો શહેરમાં ગયોજ નથી એટલે મને બીલકુલ ખબર નથી. સમાચાર પત્રો આવેલાં તે વાંચવાનો સમય પણ મળ્યો નથી કે કાંઇ સમજવામાં આવે? સ્નેહલતા પાંચ છ ચોપડી ભણેલી છે, પરંતુ તે પણ કાલે તો મારી પાસે આવી નોહોતી કે તે વાંચી સંભળાવે!"

જયતિલાલે નિચે બેસતાં જણાવ્યું, "કાલ બરાબર ઉંઘ આવી નોહોતી તેથીજ આજે આટલો બધો વહેલો આવ્યો છું."

"કેમ! કેમ! એવા શા વિચારમાં પડયા હતા કે બીલકુલ ઉંઘ આવી નહોતી? શરીરની પ્રકૃતિમાં કાંઈ વિકાર તો નથી થયોને?"

"મારી શારીરિક પ્રકૃતિમાં તો કાંઇ ફેરફાર થયો નથી કિન્તુ–"

"ત્યારે શું છે તે જલ્દીથી જણાવો? મોહોટા ભાઈની પ્રકૃતિ તો સારી છેને?"

"નાજી! બહુજ માઠા સમાચાર છે!"

"શું છે? શું થયું છે? તે મને જણાવો?"

"ડાક્તાર! બહુજ અઘટિત બનાવ બનવા પામ્યો છે. ભાઈ હવે આ અસાર સંસારનો ત્યાગ કરી ચાલ્યા ગયા છે.

કોઇ દુષ્ટે તેમનું ખૂન કર્યું છે. કહો કાલ રાત્રે તેને લીધેજ મને ઉંઘ આવી નોહોતી."

"શું કહો છો ? પરમ દિવસે તો હું તેમને મળ્યો હતો !"

"આશ્ચર્ય પામવા જેવું નથી. પરમ દિવસે તો તેમની તબીયત બહુજ સારી હતી."

"તો પછી !"

"પોલિસને મારા પેહેલાંજ ભાઇના ખૂનના સમાચાર મળ્યા હતા પોલિસ ઇન્સપેક્ટર તેમજ છૂપી પોલિસના ઇન્સપેક્ટર બન્ને જણા ત્યાં આવ્યા હતા. તેઓએ ખૂનના સંબંધી સઘળી તપાસ કરવાનું કામ પોતાના હાથમાં લીધું છે. લાસ પણ તેમણે પોતાના સ્વાધિનમા રાખી છે."

"અરેરે ! શું ત્યારે મારા મિત્રના સબંધમાં એવું પરિણામ આવ્યું ? હજી સુધી તેમના દેહને અગ્નિસંસ્કાર પણ અપાયો નથી ? શું બન્યું છે, અને કેવી રીતે બન્યું તે મને સંઘળી હકીકત બરાબર રીતે સમજાય તેવી રીતે જણાવો. મને તે સાંભળવાને માટે બહુજ પ્રબળ ઇચ્છા થઈ છે.

જયંતિલાલે સઘળી હકીકત તેને પ્રથમથી તે અંતપર્યંત જણાવી. શા માટે તે રાત્રીએ રાજીવલોચનને લઇ રામપ્રસાદને ત્યાં ગયો હતો, તે હકીકત પણ તેણે કહી બતાવી. તેમજ ત્યાં પોતે શું જોયું, પેહેરાવાળાએ પોલિસને કેવી રીતે ખબર આપી અને શું શું કહ્યું હતુ, તેમજ રસાયણશાળાવાળા ઓરડાની અંદર સુરેશને રહેલી જોઇ તથા તેણે શું કહ્યું તે પણ કહી બતાવ્યું.

જયંતિલાલ દાક્તર દિનાનાથને સઘળી હકીકત કહી બતાવતો હતો તે વખતે એક યૂવતિ ધીમે ધીમે તે ઓરડાની અંદર આવી. યૂવતિની ઉમ્મર આશરે સોળેક વર્ષની હતી. તેનું મુખ સુંદર, તેનો દેહ સ્થુળ, ચક્ષુઓ કાચના ગોળાઓ સમાન ક્ષુત્ર, નાસિકા ઉન્નત, મુખ ગંભીર અને આકૃતિ ખર્વ હતી. તે દાક્તર દિનાનાથની એકની એક પુત્રી હતી. તેનું નામ સ્નેહલતા હતું.

સ્નેહલતાએ ઓરડીની અંદર પ્રવેશ કર્યો તેજ વખતે તેના બાપ દાક્તર દિનાનાથે તેને કહ્યું. "સ્નેહલતા! જયંતિલાલ આજે અત્યારમાં એક ખેદકારક અને ભયાનક ખબર લઇને આવેલા છે. તેમના મોટાભાઈ રામપ્રસાદનું કોઇએ ખૂન કરેલું છે!"

સ્નેહલતાએ આશ્ચર્ય પામતાં જણાવ્યું. "શું કહો છો? રામપ્રસાદનું ખૂન થયું છે? ખરી વાત છે!?"

જયંતિલાલે તેના સ્હામુ જોઈ ઉત્તર આપ્યો. "હા! મારા સર્વસ્વનો નાશ થયો છે. મોટાભાઈનું કોઈ દુષ્ટે ખૂન કરેલું છે!"

દિનાનાથે પોતાની પુત્રીને જણાવ્યું:—"સ્નેહલતા! એ પણ જાણવા જેવું છે કે તે રામપ્રસાદના રસાયણશાળાવાળા ઓરડાની અંદરથી સુરેશકુમારી છુપાઇ બેઠેલી મળી આવી છે! પોલિસના ઇન્સપેકટરે અને છુપી પોલિસના અમલદારે તેને તેમાંથી બહાર કહાડી છે."

સ્નેહલતા ચકિત બની કહેવા લાગી "શું સુરેશકુમારી! જેનું રામપ્રસાદ અત્યાર સુધી લાલનપાલન કરતા હતા તેજ?"

જયંતિલાલે બહુજ દુ:ખી અવાજે જણાવ્યું "હા!"

સ્નેહલતાએ કહ્યું "એ વખતે તે તો બહુજ ભય પામેલી જણાતી હશે ?"

જયંતિલાલે જણાવ્યું:–"હા ! તે વખતે તેનું મુખ ભયથી સુકાઇ ગયું હતું, પરંતુ તેણે સાહસ કરી જણાવ્યું હતું કે, રામપ્રસાદના મરણથી તે પોતે તેમની સઘળી મિલકતની માલિક થઇ છે. તેની અનુમતિ સિવાય કોઇ પણ આ ઘરનાં દ્વાર ભાગી શકે તેમ નથી તો તમે શા માટે ભાગ્યાં છે ? અત્યારે તો એજ એ મકાનની માલિક બની છે !"

"રામપ્રસાદે એ સંબધમાં કાંઇ જણાવ્યું છે ?"

"એ મારા જાણવામાં નથી તેમ તેમણે એવુ કર્યું હોય એ પણ મને સદેહ છે."

"વારૂ સુરેશની એ વાત શુ સાચી સમજવા જેવી છે ? ત્યારે તો તે અત્યારે રામપ્રસાદની સઘળી મિલકતની માલિકણ બની છે ખરૂંને ?'

• "તે તો હું બરાબર જાણતો નથી."

"રામપ્રસાદે વીલ કરેલું છે ?"

"હા ! મારા ધારવા પ્રમાણે તો વિલ થયેલું છે, પરંતુ તેમાં શું લખેલું છે તે બાબત કાંઇ પણ હું જાણતો નથી."

અત્યાર સુધી ડાક્તર દિનાનાથ મૌન્યપણે વિચાર કરતો હતો, તેણે આ વખતે જવાબ આપ્યો. "મને એમ લાગે છે કે સુરેશકુમારી આ વિલ સંબંધીની સઘળી હકીકત જાણતી હોવી જોઇએ ! જો તેમ ના હોય તો તે આટલું જોર કરી કેવી રીતે

જણાવી શકે ? હું રામપ્રસાદનો મિત્ર છું ને વીલની અંદર મારી પણ સાક્ષી છે."

સ્નેહલતાએ પૂછ્યું:-"શું ખરી વાત છે કે તે વીલમાં તમારી સાક્ષી થયેલી છે ?"

દાક્તરના કહેવાથી જયંતિલાલને પ્રથમ તો આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેના મનમાં વિચાર આવ્યો કે દાક્તરની સાક્ષી તેમાં કેવી રીતે થઇ હશે ? બીજીજ પળે તેના મનમાં નિશ્ચય થયો કે ફક્ત દાક્તરજ પોતાના મોટા ભાઇના મિત્ર હતા, એટલે વખતે તેમણે તેમની સાક્ષી કરાવી પણ હોય ! એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. તેણે એ પ્રમાણે વિચાર કરી જાણવાની આકાંક્ષાથી દાક્તરને પૂછ્યું "મારા ધાગ્વા પ્રમાણે ત્યારે તો તમે વીલમાં લખેલી સઘળી હકીકતથી વાકેફ હશો ?"

દાક્તરે જવાબ આપ્યો "ના જયંતિ ! મારૂં મન તે વખતે બહુજ ચંચળ હતું, તેથી મેં તે બરાબર રીતે જોયું નહોતું, પરંતુ વગર જોયે સાક્ષી કરી આપી હતી. તેમજ પોતાની મિલકતના સંબંધમાં તેઓ ગમે તેને લખી આપે તે વિષે મારે પૂછવાની પણ જરૂર જણાઇ નહોતી."

જયંતિલાલે જણાવ્યું "મને એમ લાગે છે કે તેઓ સુરેશનેજ પોતાની સઘળી મિલકત સોપી ગયા હશે, તેમણે નાનપણમાંથીજ તેને ઉછેરીને મોટી કરી છે. તેમ તેના ઉપર તેઓ બહુજ પ્રેમ રાખતા હતા."

દીનાનાથે પૂછ્યું "હશે ! તે તો ગમે તેમ હશે અને થવાનું હશે તેમ થશે, પરંતુ જે વખતે તેને ઇન્સપેકટરે અંદર

જોઈ, ત્યારે તેને પૂછયું હતું કે તું કેવી રીતે અંદર આવી પેઠી?

"હા! પૂછયું હતું, પરંતુ તેણે કાંઇ પણ ઉત્તર આપ્યો નહોતો."

"ત્યારે તો તેઓએ તેને પોતાને કબજે લીધી હશે!!"

"એમ કરવાનું કાંઇ કારણ? આપનું એવું બોલવું શા ઉપરથી થાય છે? એમાં સુરેશકુમારીનો શું દોષ કે તેને અટકાવમાં રાખે? જે ઘરમાંથી તે મળી આવી હતી, તેમાં કોઇએ તેને પુરી દીધી હોય તો કોણ જાણે? કેવી રીતે તે અંદર આવી તે સંબંધમાં ઇન્સપેકટર મી. રસિકલાલે બહુજ બારીક તપાસ ચલાવવા માંડી છે."

આ પ્રમાણે વાત કરતાં કરતાં જયંતિલાલનો સ્વર ધીમે ધીમે કમી થવા લાગ્યો. અત્યાર સુધી દાકતર દિનાનાથ એકી દૃષ્ટે જયંતિલાલના સ્હામુજ નિહાળી રહ્યો હતો. ક્રમે ક્રમે તેનું માથું ભમવા લાગ્યું ને ખુરશી ઉપર બેભાન બનીને પડયો. ક્ષણે ક્ષણે તે ગંભીર નિંદ્રાની અંદર નિદ્રીત બની ગયો, તેને તે અવસ્થામાં જોતાંજ પિતા પુત્રીનાં નેત્રો એક થયાં. બન્નેના મુખ પર સ્મિતહાસ્ય પ્રગટ થયું, સ્નેહલતા બહુજ હળવે હળવે જયંતિલાલની પાસે ગઇ, અને તેના સામે ઉભી રહી. જયંતિને સ્પર્શ નહીં કરતાં ફરીથીજ પોતાના હાથ હલાવવા લાગી; આ પ્રમાણે હસ્તવડે પાંચેક મિનિટ પર્યંત માર્જન કરી સ્નેહલતાએ જયંતિલાલનો એક હાથ પકડી ઉંચો કર્યો, અને તરતજ મુકી દીધો. હાથ પકડાવા છતાં જયંતિની નિંદ્રાનો ભંગ થયો નહિ ત્યારે સ્નેહલતાએ પોતાના પિતાના સ્હામે

દૃષ્ટિ કરતાં જણાવ્યું, "હવે કોઇ પણ જાતની હરકત જેવું નથી. આ પ્રમાણે કોઇ પણ વખતે પહેલાં તે અજ્ઞાન અવસ્થામાં આવ્યો નહોતો."

ડાકતર દિનાનાથ તરતજ પોતાની પુત્રીનું કહેવું સાંભળી જયંતિલાલની પાસે ગયો. તેણે પાસે જઇ તેનાં સઘળાં ખીસ્સાં તપાસ્યાં, પરંતુ તેમાંથી કાંઈ પણ મળી આવ્યું નહિ. છેવટે સ્નેહલતાની સહાયતા વડે તેણે જયતિલાલને એક ખુરસી ઉપર બરાબર રીતે બેસાડયો, અને ખુરસીની સ્હામે મુકવામા આવેલા ટેબલપર એક કાગળ મુકયો. જયતિલાલના હાથમા એક કલમ પકડાવી તેનો કલમવાળો હાથ પોતાના હાથમા પકડી જયંતિ-લાલના હાથ સ્હામે એક દૃષ્ટે જોતો ઉભો રહ્યો

કેટલાક સમય પર્યંત ડાકતરે એ પ્રમાણે જોયા કર્યા પછી જયતિલાલને આજ્ઞા કરી "આના ઉપર લખવું પડશે."

બેભાન બનેલા જયતિલાલે સંમતિ સૂચક ઉત્તર આપ્યો. ક્રમે ક્રમે તેનો હાથ હાલવા લાગ્યો, અને કાગળ ઉપર પડયો. લગભગ પાંચેક મિનીટ થઇ નહિ એટલામાં લખવાનું પુરૂં થયું. લખેલો કાગળ તપાસી તરતજ ડાકતરે સ્નેહલતાના હાથમાં મુકયો. સ્નેહલતાને તે વાંચતાં હસવું આવ્યું. તેણે પોતાના પિતાને કહ્યુ, "આ પણ ઠીકજ થયું. બરાબર નક્કી થયા સિવાય શિકાર હાથમાંથી જવા દેવો જોઇતો નથી, હવે તો પાકું થયું છે."

ડાક્તરે કહ્યું. "જોજે! હવે આ કાગળ ગુમાવતી નહિ, નહિ તો પછી હાથમાં રહેશે નહિ."

."ના ના! હું ગુમાવીશ એ તો તમારે આશા રાખવીજ નહિ, આવો મહત્વનો કાગળ શું હું ગુમાવી દઉં એવું ધારો છો?"

આ પ્રમાણે કહી સ્નેહલતા ત્યાંથી ચાલી ગઇ. થોડી વાર પછી જયંતીલાલની નિંદ્રા ઉડી ગઇ; તે પોતાને સહસા નિદ્રિત થયેલો જાણી બહુ શરમિંદો બની ગયો, અને તરતજ ત્યાંથી રજા લઇ ઘર તરફ ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૬ ઠું.

## ભાઇ અને બ્હેન.

રામપ્રસાદના મૃતદેહને તેના સૂવાના ઓરડાની અંદરજ પોલિસે પોતાની દેખરેખ નિચે રાખ્યો હતો. સરકારી દાક્તરે આવી મૃતદેહની પુરતી રીતે તપાસ કરી પરંતુ કાંઇ પણ વિશેષ કારણ મળી આવ્યું નહિ. તેણે પોતાના રિપોર્ટની અંદર જાહેર કર્યું કે કાચની શીશીની અંદર કોઇ પણ પ્રકારનું ઝેર ભરેલું હોવું જોઇએ, અને તે ઝેર લોહીની સાથે મિશ્રીત થવાથીજ રામપ્રસાદનુ મૃત્યુ થયું છે.

આગળ જણાવ્યા પ્રમાણે પોલિસ ઇન્સપેકટર રસિકલાલ સુરેશકુમારીને તેને ઘેર પહોંચાડી બીજે દિવસે સવારે પોતાની એક ખાસ સંબંધવાળી વિધવા સ્ત્રીને ત્યાં ગયો. તેને આવેલો જોઇ તે વૃદ્ધ તેના તરફ જોતી હાસ્યવદને કેહેવા લાગી. "કેમ

રસિકલાલ! અત્યારે ક્યાંથી? આજે બહુ દિવસે કાંઇ પગલાં કર્યાં છે?"

રસિકલાલે સસ્મિત વદને તેને ઉત્તર આપ્યો "બ્હેન! કાંઈ કામ સિવાય તમારી પાસે આવી શકાય છે? તમારી તો અમને બહુજ સહાયતા છે. અત્યાર સુધી જે કાંઈ નામના મેળવી છે તે સઘળો તમારી સહાયતાને લીધેજ મળી છે."

તે વિધવા બાઇ રસિકલાલની ફઇની બ્હેન થતી હતી. તેનું નામ શારદાદેવી હતુ. તે બાળપણામાં વિધવા થયેલી હતી. તેને કોઇ પણ અંગનુ સગુ સબધી નહોતું. તે પોતાને ત્યાં એક બાલીકાને પુત્રી સમાન પાલન કરી ઉછેરતી હતી.

શારદા એક સારી શિક્ષણ પામેલી સ્ત્રી હતી. પુરૂષો કરતાં તેની બુદ્ધિ બહુજ તિક્ષણ હતી; એથી રસિકલાલ ઘણી ખરી વખત કાર્યાનુંસાર તેની સલાહ લેવા માટે તેને ત્યાં આવતો હતો.

રસિકલાલે આવીને વૃદ્ધાના આગળ આગલે દીવસે બનેલી રામપ્રસાદના સંબંધની સઘળી હકીકત કહી સભળાવી. સાંભળવાથી વિધવા શારદાદેવીના મુખ પર કંઇજ આશ્ચર્ય ભાવ દેખાયો નહિ પરતુ પૂર્વ પ્રમાણેજ ગભીર જણાતી હતી. તેણે રસિકલાલને કહ્યું "રસિક! હું સ્ત્રી માણસ છું! મારા તરફથી આ કાર્યમાં તને કાંઇ પણ મદદ આપી શકાય તેમ નથી અને. તમારે તેપી આશા રાખવી એ પણ અવરથા છે."

રસિકલાલે આતુરતા પૂર્વક પૂછયું. "બ્હેન! આજે તમારા મુખમાંથી આવા નિરાશાના શબ્દો કેમ સંભળાય છે? તમારે તો હમેશાં મને મદદ કરવી જોઇએ."

શારદાદેવિએ કહ્યું:–“ભાઇ! હવે દિવસે દિવસે મારી ઉમ્મર વધતી જાય છે. તેમજ આટલી વયે એવાં કામમાં જોડાવું એ કાંઇ ઠીક જણાય ખરૂં કે? આ વાત કોઇના પણ જાણવામાં આવે તો મારી કેટલી બધી ફજેતી થાય તેનો કાંઇ વિચાર છે?”

“નહિ બ્હેન! આટલું કામ તો તમારે કરવુંજ પડશે. કર્યા સિવાય આ વખતે તો ચાલશે નહિ!”

“ઠીક ભાઇ ઠીક! જો તારો આગ્રહ છે તો કરીશ પરંતુ હવે પછી કાંઇ પણ એવા કામમા મને નાંખશો નહિ. શું કરવાનું છે તે જણાવો?”

રસિકલાલ જે કાંઇ હકીકત જાણતો હતો તે સઘળી શારદાદેવીને તેણે સમજાવી. તે સાભળતાં શારદાના મનમાં સહજ વિસ્મયતા ઉત્પન્ન થઇ. “ત્યારે તો એ છોકરીના ભોગ મળવાના!?”

“કોના? સુરેશકુમારીના?’

“હા! જેને તમે તે ઘરમાં એકલી છુપાયેલી જોઇ હતી તેના.”

“ખરૂં છે! પરંતુ આ કામમાં તમે જે પ્રમાણેનું સહજ અનુમાન બાંધો છો, તેવું બાંધવા જેવું નથી! આનંદરાવ પણ આમાં શું છે, એમ કહેતા હતા.”

“સુરેશકુમારી એજ ઘરમાં રહે છે?”

“ના! સાંભળ્યું છે કે એક દાસીની સાથે તે જુદે ઠેકાણે રહે છે. તેની દાસીનું નામ મારા જાણવા પ્રમાણે ગુલાબ છે.”

“ત્યારે જયંતિલાલ એટલી મોડી રાત્રે ત્યાં શા માટે ગયો હશે?”

" તે તો એમ જણાવતો હતો કે પોતાના ભાઇના સંબંધમાં પોતાના મનની અંદર ચીન્તા થતી હોવાથી ત્યાં ગયો હતો."

" એ પ્રમાણે પહેલાં કોઈ વખત ગયેલો હતો, એમ કાંઇ જણાવ્યું છે ? "

" ના ! તેવું કાંઇ જણાવ્યું નથી !

" સુરેશકુમારીએ બીજુ કાંઇ તમને જણાવ્યું છે ? "

" ના ! તેની વાત પુરી થઇ નહિ એટલામાં તો તેનું મકાન આવ્યું ને તે ગાડીમાંથી ઉતરીને તરતજ તેના ઘરની અંદર ચાલી ગઇ, એટલે વધારે કાંઇ જણાયુ નથી."

શારદાદેવી બહુ વખત સુધી વિચાર કરતી બેસી રહી. રાજીવલોચનના સંબધમાં કેટલીક હકીકત પૂછવાનું તેના મનમાં આવ્યું; તેથી તે સંબંધમાં પણ રસિકલાલને કેટલીક હકીકત પૂછી ખુલાસો મેળવ્યો. પછી તેણે રસિકલાલને કહ્યુ, " વારૂ ભાઈ ! આટલી વખત તો હું તમને મારી બનતી મદદ કરીશ, કિન્તુ હવે પછી તમે કોઈ પણ સમયે આવી બાબતમાં પડવા માટે મને આગ્રહ કરશો નહિ ! "

" તમારા કહેવાને હું માન્ય કરૂં છું ફરીથી તમને આવા મામલામાં ઉતરવા સંબંધે કદી કહીશ નહિ. વારૂ ! પણ તમે મને જણાવો તો ખરાં કે તમે આ સંબંધમાં કેવી રીતે કામ કરવા ધાર્યું છે ? "

" હાલતો હું તમને કાંઈ પણ જણાવીશ નહિ, પરંતુ થોડાજ સમયમાં તમારા જાણવામાં આવશે.



